# ધર્મોપદેશ ભક્તિ

યા

# મોક્ષનું સાધન.



સંશોધન કરી બનાવનાર,
હરીજન દાસાનુદાસ મથુરદાસ નરોતમદાસ પટેલ.
મોજે ગીરમથા તાલુકે દશક્રોઇના તે હાલ દરીઆપુર
વાડીગામમાં મુળજી પારેખની પોળમાં
મુ. અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મથુરદાસ નરોતમદાસ પટેલ.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦.
સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કીંમત અમુલ્ય.

આ પુસ્તક સાર્વજનીક છે માટે તેનો ગેરઉપયોગ કરનાર અર્થાત દફતરમાં બાંધી મુકનાર દોષને પાત્ર થાય છે.

# ધર્મોપદેશ ભક્તિ

યા

# મોક્ષનું સાધન.



સંશોધન કરી બનાવનાર,


હરીજન દાસાનુદાસ મથુરદાસ નરોતમદાસ પટેલ.

મોજે ગીરમથા તાલુકે દશક્રોઈના તે હાલ દરીઆપુર વાડીગામમાં મુળજી પારેખની પોળમાં

મુ. અમદાવાદ.


છપાવી પ્રસિદ્ધ કરનાર,

મથુરદાસ નરોતમદાસ પટેલ.


આવૃતી ૧ લી પ્રત ૬૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

કીંમત અમુલ્ય.

# અર્પણ પત્રિકા.

---

## પરમહંસ સ્વામીજી શ્રી ૧૦૮

પ્રજ્ઞા ચક્ષુ મહારાજ

ઠે. હરીઆપુર અમરતલાલ ગીરધરદાસના અનક્ષેત્રમાં.

મુ. અમદાવાદ.

આપ દયાના સાગર છો, ગુણના ભંડાર છો, સર્વ ઉપર સમાન ભાવવાળા છો અને દેવાંસી છો, તથા જ્ઞાનમય સાક્ષાત ઇશ્વર તુલ્ય અને માયાથી રહીત છો. વળી મનુષના અજ્ઞાનરૂપી અંધકારને કાપી નાખી જ્ઞાનરૂપી પ્રકાશ આપવાવાળા સમર્થ છો આવા અનેક ગુણવાળા હોવાથી આ ધર્મોપદેશ ભક્તિ યા મોક્ષનું સાધન એ નામનું લઘુ પુસ્તક હરીજનોના હીતાર્થે બનાવ્યું છે તે આપને નમ્રતા પુર્વક અર્પણ કરૂં છું તે આપ સ્વીકારશો.

આપનો સેવક,

મથુરદાસ નરોતમદાસ પટેલ ગીરમથાવાળા.

---

# પ્રસ્તાવના.

હું સર્વ હરીજનનો તથા સંત મહાત્માનો દાસ છું, હું મોટો જ્ઞાની અગર પંડીત નથી, પણ ધર્મમાં રૂચી થવાથી તથા ધર્મ એટલે શું તથા ભક્તિ એટલે શું. એ વીગેરે બાબત સમજવામાં આવ્યાથી સંત મહાત્માના મુખની વાણી તથા ગીતા, ભાગવત આદી જ્ઞાનનાં પુસ્તકોના આધારે ચારે વરણોના ધર્મ તથા ચારે આશ્રમ વાળાના ધર્મ તથા ભક્તિ એટલે શું. તથા ધર્મ એટલે શું. તથા સાધુનાં લક્ષણ તથા ભક્તનાં લક્ષણ તથા પતીવૃતા સ્ત્રીના ધર્મ વીગેરે બાબત શ્લોક તથા દાખલા સાથે લખી છે.

આ પુસ્તક કાંઇ પૈસા કમાવાને સારૂ બનાવેલું નથી પણ કેટલાક દયા વગરના અને પૈસાના લોભી માણસો જેવા કે, ફક્ત ન્હાવા ધોવાથી અગર દેવ દર્શન કરવાથીજ સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખનારના માટે તેમના જાણવામાં આવે કે ધર્મ અને ભક્તિ કોને કેહેવાય છે, તે સમજવા સારૂ તથા કેટલાક ગામડાના અભણ જેવા એટલે સાધારણ સમજવાળા કે, જે ભાગવત તથા ગીતાની ટીકા વાંચી જાણે પણ તેનો ભાવાર્થ સમજી શકે નહીં તેઓને ઉપદેશ મળવા માટે આ સરળ અને સમજી શકાય તેવી ભાષામાં અને ટુંકામાં બધી બાબત સાથે આ પુસ્તક બનાવ્યું છે. કારણ શહેરમાં ઘણે ખરે ઠેકાણે કથા ભાગવત રામાયણ આદીની વંચાય છે, તથા ઉપદેશ મળે છે, વળી વીદ્વાનોના માટે ભાગવત, ગીતા વીગેરે પુરાણોમાં તથા વેદમાં ઘણું જ્ઞાન સમજવા જેવું છે, પણ સાધારણ

અભ્યાસવાળાને તેમાંનું જ્ઞાન સમજાય નહીં તેના માટે ખાસ કરીને આ પુસ્તક ટુંકામાં અને સાદી ભાષામાં બનાવ્યું છે, માટે આ પુસ્તક છુટથી છપાએથી સર્વ વૈશ્નવ ભાઇઓ ધર્મમાં નીષ્ટાવાળા તેનો લાભ લેશે.

આ પુસ્તક હમેશાં પાઠ કરવામાં રાખવા જેવું છે કારણ જ્ઞાનનાં પુસ્તકો જેવાં કે ભાગવત, ગીતા આદી સર્વનો સાર તથા સંત મહાત્માનો ઉપદેશ આ પુસ્તકમાં સમાવેલો છે, તથા સર્વના ધર્મ પણ બતાવ્યા છે, એટલે ઘણી વખત વાંચવામાં આવ્યાથી તે ધર્મની અને ગુણોની અસર આવે તો ઉત્તમ ગતીને પામે

સંવત ૧૯૭૪ ના ચૈતર વદ ૧૧ } લી. મથુરદાસ નરોતમદાસ.



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# ધર્મોપદેશ ભક્તિ.

યા

# મોક્ષનો રસ્તો

---

### श्लोक.

शांताकारं भुजगसयनं पद्मनाभं सुरेसं
विश्वाधारं गगनसद्रसं मेघवर्णं सुभांगम् ।
लक्ष्मिकांतं कमलनयनं योगी भीर्घ्यानगम्यं
वंदे विष्णु भव भयहरं सर्व लोकैक नाथम् ॥

### દોહોરા.

એક ઘડી આધી ઘડી, આધીમાં પુની આધ;
તુળસી સંગત સાધુકી, હરે કોટી અપરાધ. સીયાવર રામચંદ્રકી જય.

દયા ધર્મકો મુળ હે, પાપ મુળ અભીમાન;
તુળસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમાં પ્રાણ. સીયાવર.

તુળસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુવે ઢોરકે ચામસે, લુહા ભસ્મ હો જાય. સીયાવર.

પગ પવીત્ર તીરથ કર, હસ્ત પવીત્ર કર દાન;
મુખ પવીત્ર જબ હોયગા, ભજ લે સીતારામ. સીયાવર.

જેસી નીષ્ટા હરામમાં, એસી હરપર હોય;
ચલ્યો જાય વૈકુંઠમાં, નહી રોકન વાલે કોય. સીયાવર.
ક્યા કહું છબી આજકી, ભલે બીરાજ્યા નાથ;
તુલસી મુસ્તક જબ નમે, ધનુષ બાણુ લ્યો હાથ. સીયાવર.
કીસ મોરલી કીસ ચંદ્રીકા, કીસ ગોપીયનકો સાથ;
અપને જનકે કારણે, શ્રી કૃષ્ણ ભયે રઘુનાથ. સીયાવર.
રામ નામ તો સબ લહે, ઠગ ઠાકોર ઓર ચોર;
બીના પ્રેમ રીઝે નહી, તુળસીદાસ રઘુવીર. સીયાવર.

## કીરતન.

પ્રેમ સહીત શ્રીહરી કૃષ્ણનું, ક્યા કીરતન જ્યાં નીત થાય;
કોટી તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે નાહાય.
નાહાયો તે માટે પવિત્ર પ્રમાણ, તે વીના સર્વ સુતકી જાણ;
જીવતાં સર્વ સરીખો દેહ, ભુધર ભાવ ધર્યો ધરી દેહ.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

પરવારી સૌ કામને કોઇ મૃત્યુના પામે જંન;
આખી દુનીઆ કરવું છે, એમ કરતાં આવશે અંત,
અંત આવશે ને હરી ક્યારે ગાઇશ, ચેત ચેત પાછળથી પસ્તાઇસ;
મરણ નહી આવે કાનમાં કહીને, થાશે અંધારૂ ઓચીંતુ થઇને.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.

પ્રેમ સાથે કથા શ્રવણ કરવાથી, તીર્થમાં સ્નાન કરવાથી માણુસ પવીત્ર થાય છે એ ખરૂં છે, પણ ગંગાજીમાં અથાક જળ ભરેલું છે, પણ તે બધુ જળ આપણું નથી, પણ જેટલું જળ આપણે પીએ તેટલુંજ જળ આપણું છે. તેમજ કથામાં જ્ઞાન તો ઘણું છે,

પણ તે જ્ઞાન આપણે ગૃહણ કરીએ તેટલુંજ જ્ઞાન આપણું છે. અર્થાત કથા શ્રવણ કરી તેનું મનન કરીએ, અને માહાત્માના ઉપ-દેશ પ્રમાણે દુરગુણો દુર કરી સારા ગુણ ગ્રહણ કરી, શુભ આચરણ રાખીએ, અને આપણે આપણા ધર્મ પ્રમાણે વરતીએ, અને સર્વ પ્રાણી ઉપર દયા રાખી કથા શ્રવણ કરીએ, તોજ પવીત્ર થઇ વૈકુંઠ મળે છે. વળી–

મૃત્યુ આવશે તે એમ નહી કહે કે હું અમુક દીવસે આવીશ. એ તો એકદમ આવીને ગળુ પકડશે, અને શ્વાસ રૂંધાશે. બોલાતું બંધ થશે, અને કોઇનાથી વાત ચીત પણ થશે નહી, અને નસો ખેચાશે, અને પ્રાણ ચાલ્યા જશે. માટે આગળથી ચેતો અને કાયાનું સાર્થક સત સમાગમ, ધર્મદાન વીગેરે સતકર્મ કરી લ્યો, અને જુઠ, કપટ, પરપંચ, અહંકાર, કામ, ક્રોધ તજી દઈ ઇશ્વર સમરણ કરી લ્યો, તો ઇશ્વર સાહાય થશે. અને વૈકુંઠ આપશે. વળી માણસ સો વરસનો થાય અને શરીર ચાલે નહી, આંખે દેખાય નહી, કાને સંભળાય નહી, અને સર્વ ઇંદ્રીઓ શીથીલ થઇ જાય તોપણ સંસાર-માંથી પરવારી, એટલે સતકર્મ, ધર્મદાન, સતસમાગમ વીગેરે કરી લેઇ સંસારમાંથી વાસના કાઢી નાખી, એમ નહી કહે કે, હું સંસા-રના કામથી પરવારી મોક્ષમાં જવાને તૈયાર થયો છું. સો વરસનાને પણ આશા તૃષ્ણા રહેશેજ, માટે સતકર્મ તાકીદે કરી લ્યો.

## ચારે વરણોનાં કર્મ.

---

समो दम स्तप सौच क्षांती रार्जव मेवच ।
ज्ञान विज्ञान मास्तिक्यं ब्रह्म कर्म स्वभावजम् ॥

**सौर्यं तेजो घृतिर्दाक्ष्यं युद्धे चाप्यं पलायनम् ।**
**दानमीश्वर भावश्च क्षात्रं कर्म स्वभाव जम् ॥**
**ऋषि गोरक्ष्य वाणीज्यं वैस्य कर्म स्वभावजम् ।**
**परी चर्यात्मकं कर्म सुद्र स्थापि स्वभाव जम् ॥**

## ટીકા.

સમ, દમ, તપ, સૌચ, પવીત્રતા સંતોસ, ક્ષમા, સરળતા, ઈશ્વરની ભક્તિ, દયા, સત્ય, શાસ્ત્રજ્ઞાન અનુભવજ્ઞાન, એ બ્રાહ્મણના સ્વભાવીક કર્મ છે.

પરાક્રમ, તેજ, ધીરજ, ચતુરાઇ, યુદ્ધમાં પાછો પગ ન ભરવો, દાન, ઉદારતા, સ્થીરતા બ્રાહ્મણને માન આપવું, એ ક્ષત્રીના સ્વભાવીક કર્મ છે.

ખેડ કરવી, ગાયની રક્ષા કરવી, વ્યાપાર, આસ્તીકપણુ એટલે વેદ દેવતા આદીમાં શ્રદ્ધા, દાનમાં નીષ્ટા, એ વૈષ્યના સ્વભાવીક કર્મ છે.

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્યની નીરકપટથી સેવા કરવી અને તેમાંથી જે કાંઇ મળે તેથી સંતોષ રાખવો એ શુદ્રના સ્વભાવીક કર્મ છે.

અપવીત્રતા, જુડાણુ, ચોરી કરવી, નાસ્તીકતા, વીના કારણે વૈર, કામ, ક્રોધ અને તૃષ્ણા એ ચંડાળ આદી નીચ જાતીના સ્વભાવ છે.

અહીંસા, સત્ય, ચોરીનો અભાવ, કામ, ક્રોધ તથા લોભનો ત્યાગ, પ્રાણી માત્રનુ હીત, તથા, પ્રીય કરવાના પ્રયત્ન કરવા, એ સર્વ વર્ણોના ધર્મ છે.

## બ્રાહ્મણના ધર્મ.

વેદ ભણાવવા તથા દાન લેવુ અને યજ્ઞ કરાવવા એ ત્રણ બ્રાહ્મણની આજીવીકા છે. દાન લેવાથી જપ, તપ, તેજ અને યસનો નાશ થાય છે, માટે દાન લેવું અનુકુળ ના લાગે તો બ્રાહ્મણોએ યજ્ઞ કરાવવા તથા. વેદ ભણાવવાથીજ નીરવાહ ચલાવવો. અગર ખેડુતે ખેતરમાં મુકી દીધેલા દાણા વીણી લાવી પોતાની આજીવીકા ચલાવવી. બ્રાહ્મણે આજીવીકા માટે ઝાઝો પ્રયત્ન કરવો નહી. કારણ. બ્રાહ્મણનો દેહ સંસારના તુચ્છ સુખ ભોગવવા માટે નથી, પણ જીવતાં સુધી કષ્ટ વેઠી તપ કરી મરણ પછી પરભવનાં અનંત સુખ ભોગવવા માટે છે. ધન વગર દુઃખ પામતા બ્રાહ્મણને તથા ઈશ્વરના ભગતને જે કોઇ દરિદ્રતામાંથી તારે છે, તેને વહાણ જેમ સમુદ્રમાંથી તારે છે, તેમ ઇશ્વર તેને સર્વ દુઃખોમાંથી પાર ઉતારે છે. રાજાનો અને ગૃહસ્થનો અવશ્ય ધર્મ છે કે, જેમ પીતા બાળકને કસ્ટમાંથી છોડાવે છે, તેમ તેમણે દુઃખી પ્રજાને કસ્ટમાંથી છોડાવવી જોઇએ.

બ્રાહ્મણનો જન્મ કાંઇ ફક્ત લાડવા જમવા અને દાન લેવા માટેજ નથી. પણ બ્રાહ્મણ શીવાય ઉતરતી વરણના તમામ માણસોને ધર્મના રસ્તે ચલાવવા સારૂ, અને લોકોને ઉપદેશ આપવા સારૂ, અને સર્વના ગુરૂ થવા સારૂ, ઇશ્વરે તેમને ઉત્તમ અવતાર આપેલો છે. માટે બ્રાહ્મણોએ અવસ્ય સુભ આચરણ ઉપર બતાવ્યા પ્રમાણે રાખવાં. અને કામ ક્રોધ, લોભ વીગેરે અવગુણો દુર કરવા, અને વ્યસન કોઇપણ રાખવું નહી. તથા. અહીંસા ધર્મ પાળવો. (અહીંસા એટલે મન; વચન, અને શરીરથી કોઇને દુઃખ, સોક કે ભય ન થાય તેવી રીતે વરતવુ. તેનું નામ અહીંસા.) અને સર્વ લોકોને પોતે પોતાના ધર્મ પ્રમાણે વરતવાના ઉપદેસ આપી ધર્મના રસ્તે ચલાવવા.

આ લખાણનો મતલબ એવો નથી કે, બ્રાહ્મણોએ લાડવા ના જમવા તથા દાન પણ ના લેવું, અર્થાત બ્રાહ્મણે લાડવા જમવા તથા દાન પણ લેવું. પણ લાડવા જમવાનો તથા દાન લેવાનો લોભ રાખવો નહી. કારણ. જેટલું દાન લે છે તેટલો તેમના ઉપર બોજો થાય છે. માટે તે બોજો કમી થવાનો પ્રયત્ન જપ, તપ, વરત વીગેરે સત કર્મ કરવાં. અને પોતાના નીરવાહ જેટલુંજ દાન લેવું. નીરવાહથી વધારે દાન લેઇ મોજ સોખ મારવો અગર વૈભવ વધારવો તથા. મોટાં મોટાં મકાનો દાનના પૈસાથી બંધાવવા એ બ્રાહ્મણનો ધર્મ નથી.

આગળના બ્રાહ્મણો કેવી રીતે નીરવાહ ચલાવતા તે સર્વની જાણમાં હસે, તે તેમના હજારો વરસના આયુસ હતા, તોપણ તેમને રેહેવાને માટે ફક્ત પર્ણકુટી ( પાદડાંની ઝુપડી) હતી. અને પહેર-વાને માટે ફક્ત લંગોટી કે વલકલ રાખતા, તથા કમંડલ રાખતા, વળી તપ એજ પોતાનું ધન માનતા, અને વનમાં રહી દુઃખ વેઠીને પણ તેઓ ધર્મનાં પુસ્તકો રચતા તેનો આજે આપણે લાભ લઇએ છીએ. આવી રીતે તેઓ ધર્મ અને કીરતી ફેલાવી સ્વર્ગમાં ચાલ્યા ગયા. તેમના પુત્રો આજે દાન લેવાનાં વીચાર કરતા નથી, અને દાન લેવાથીજ સંતોષ રહે છે, અને પોતાના ધર્મ તથા કર્મથી રહીત થયા; એ બહુજ દીલગીરીની વાત છે. કારણ ધર્મનો ખરો રસ્તો બતાવવાવાળા રહ્યા નહી. અને ધર્મના બાહાને ધન ભેળુ કર-વાની ઇચ્છા રાખે છે. અને આવી રીતે ધર્મથી રહીત થવાથીજ પ્લેગ જેવા ભયંકર રોગો ઉત્પન્ન થાય છે, અને નાની ઉમરમાં અકાળ મૃત્યુ થાય છે. માટે પરમાત્માનો ડર રાખી સર્વ જનોએ પોત પોતાના ધર્મ પ્રમાણે વરતેવુ. કે જેથી ઇશ્વર પ્રસન. થઈ મનવાંચ્છીત ફળ આપશે.

## ક્ષત્રીના ધર્મ.

ક્ષત્રીને રાજ્ય ચલાવવાનો અધીકાર છે, માટે ક્ષત્રીએ હથીઆર બાંધવા. યુદ્ધ કરવું અને રણ સંગ્રામમાં, શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી પાછો પગ નહી ધરવો, અને બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્રની પોતાના બાહુબળથી રક્ષા કરવી, અને વીઘન કરતા દુશ્મનોને દુર હઠાવવા અને ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા.

## વૈશ્યના ધર્મ.

વૈશ્ય જાતીએ વેપાર તથા ખેતી કરવી અને જુઠ, છળ, કપટ રહીત ધંધો કરી ધન કમાવુ, અને પોતાની પેદાશમાંથી એક દશાંઉશ ભાગ ધરમાદા કરવો. વળી પૈસા કમાવામાં પોતાની ઉમર ઘણી લાંબી છે એમ ધારી વેપાર રોજગાર અસત રહીત કરી, પૈસા કમાવા. અને સતકર્મ એટલે ધર્મદાન કરવામાં, તથા ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરવામાં તથા ઇશ્વર સ્મરણ કરવામાં અલ્પ આયુસ છે, એમ ધારી જે કામ કાલ કરવાનું હોય તે આજકરવું, અને આજ કરવાનું જે કામ હોય તે કામ તુરત કરવું, અને સર્વ પ્રાણી ઉપર દયા રાખી ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા.

## છપો. વાણીઆ વીશે.

જીવ દયા પ્રતીપાળ, આળ એકે નવ બોલે;
ન્યાવટ સાવટ નેક, ધર્મની ધારણ તોળે.
સદાવ્રતની સાખ, લાખ ઠેકાણે લહીએ;
પુણ્ય વાતમાં પુર, તુરકુળ શુધ્યે કહીએ.
માને છે મોટા મહીપતી, દેશ વીદેશ કોઠી કરે;
સામળ કહે શાહ સુલતાન સમ, એમાં નહીં અંતર ધરે.

## શેઠ ગુમાસ્તાના ધર્મ.

શેઠ ગુમાસ્તાએ પોત પોતાના ધર્મ પાળવા, એટલે શેઠે નોકરને તેની મેહેનતના પ્રમાણમાં પુરતો પગાર આપવો, અને તેના ઉપર દયાભાવ રાખવો. તેને દુઃખ દેવું નહીં, તથા તેને દુઃખની વખતે બનતી મદદ કરવી, એ શેઠનો ધર્મ છે. અને નોકરે ઈમાનદારીથી શેઠની નોકરી કરવી. પોતાના ઘરનું કામ જેવી રીતે કરે તેવી રીતે શેઠનું કામ કરવું. પોતાના સ્વાર્થના અંગે એક પાઇનું પણ શેઠને નુકશાન કરવું નહીં, અને દરેક રીતે શેઠને ન્યાયસર લાભ થાય તેવી રીતે વરતવું. શેઠનાથી કાંઇપણ કામ છાનુ રાખવું નહીં, તથા નીમકહરામ થાવું નહીં. એટલે શેઠની કાંઈ ચીજ છાની પોતાના ઉપયોગમાં લેવી નહીં. આ પ્રમાણે શેઠ ગુમાસ્તાના ધર્મ છે, તે ધર્મ ના પાળે તો નરકના અધીકારી થાય છે.

## શુદ્રના ધર્મ.

શુદ્ર જાતીમાં કારીગર એટલે લવાર, સુતાર, સોની, કડીઆ વીગેરે તથા મજુર લોકોએ ઈમાનદારીથી અને ખરી મેહેનતથી કામ કરવું. એક રૂપીઓ મજુરીનો કર્યો હોય તો સત્તર આનાનું કામ કરવું જોઇએ, તેમાં જો, બાર આનાનું કે ચૌદ આનાનું કામ કરી દીવસ ગુમાવે તો ઇશ્વરનો ગુન્હેગાર થાય છે. માટે બરાબર તન મનથી મહેનત કરવી. વળી કારીગરમાં સોની, લવાર વીગેરેએ પોતાની મજુરી ઉપરાંત ચોરી કરી માલ લેવો નહીં, અને જો, ચોરી કરી માલ લે તો તે નરકના અધિકારી થાય છે, કારણ વીશ્વાસઘાતી મહા પાપી છે.

**मीत्रदोही कृतघ्नश्च तथा विश्वास घातक।**
**त्रयस्य नरकं यांति यावचंद्रो दिवाकरो॥**

## ટીકા.

મીત્ર ઉપરે દ્રોહ કરનાર, કૃતઘ્ન અને વીશ્વાસઘાતી એ ત્રણે ચંદ્ર સુર્ય તપે ત્યાં સુધી નરકમાં રહે છે. ( માટે વીશ્વાસઘાત કોઇએ કદાપી પણ કરવો નહીં. )

## દૈવી અને અસુરી ભક્ત અને અભક્ત.

---

આ જગતમાં દૈવી અને આસુરી બે પ્રકારનાં મનુષ્ય છે. આસુરી એટલે રાક્ષસીને કાંઇ સીગડાં હોતાં નથી, તેમ તેમને કાંઇ બે માથાં હોતાં નથી, આગળ રાવણ, કુંભકરણ, બાણાસુર, બળીરાજા, હરણાકસ્યપુ વીગેરે રાક્ષસો થઇ ગયા, તેમને કાંઇ સીગડાં નોહોતાં, પણ તેમના સ્વભાવ આસુરી હતા. તેઓ પણ શીવના ભક્ત હતા, અને તેઓ તપના બળથી સીદ્ધીને પામ્યા હતા, એટલે રાવણને દસ માથાં ને વીશ હાથ મળ્યા હતા, અને બાણાસુરને હજાર હાથ મળ્યા હતા. તેઓ ભક્ત હતા પણ, તેમની ભક્તી સકામી હતી, એટલે તે ભક્તી વૈભવને સારૂ અગર બીજાના નાસ કરવા સારૂ ભક્તી અગર તપ કરતા હતા. હરીભકતે સકામી ભક્તી નહીં કરવી જોઇએ. નીસ્કામી ભક્તી કરવી જોઇએ, એટલે ઇશ્વરે આપણા ઉપર અનેક ઉપકાર કરેલા છે તેનો બદલો વાળવા સારૂ ભક્તી કરવી જોઇએ. આસુરી સ્વભાવવાળાજનો ધર્મમાં પ્રવરતી કરવી, તથા અધર્મથી નીવૃતી કરવી, એ વાતને જાણતા નથી, તેઓ વેદ પુરાણ આદીને માનતા નથી, તેઓનામાં સદાચાર, વીવેક, વીચાર તથા દયા હોતાં નથી, તેઓ અશત જુઠ તથા પ્રપંચથી ધન ભેળું કરવા ઇચ્છે છે, ધન ઉપર પ્રેમ ઘણો હોય છે. ધન મળતું હોય તો સામાના પ્રાણ પણ કાઢી નાખે છે.

## દોહરો.

પૈસો મારો પરમેશ્વર ને બાયડી મારી ગુરૂ;
છૈયાં છોકરાં સારંગરામ તો સેવા કોની કરૂં.

એ પ્રમાણે પૈસાનુંજ સદા રટણુ કરે છે. સત કર્મ, પુણ્ય, દાન, સતસમાગમ તેમનાથી થતાં નથી, તેમ કોઇનો સારો ઉપદેશ પણ માનતા નથી, અને અભીમાનથી છકી જાય છે, અને મારા સમાન બીજો કોઈ નથી એમ માને છે, તથા બીજાનું ભુરૂ કરવા ઇચ્છે છે, અને સામાનું સારૂં દેખીને સદા બળે છે.

## અદેખાનો દાખલો.

એક ધનવાન શેઠ હતા, તેના મકાન સામે એક સાધારણ સ્થીતીનો વાણીઓ રહેતો હતો, ધનવાન શેઠ મીલના માલીક હતા, તેથી તેમના ઘેર નોકર ચાકર પણ હતા, તે શેઠ જમીને બારી આગળ આરામ ખુરશીમાં બેશી હુકો પીએ છે, તેજ વખતે સામા ઘરવાળો વાણીઓ પણ પોતાના ઘરમાં પણ; તે શેઠના સામો બેશીને સેહેજ સ્વભાવે હુકો પીએ છે, અને તેપણુ જમીને ઉઠેલો તેથી હોઇઆં, હોઇઆં એમ ઓડકાર ખાય, તેથી ધનવાન શેઠનું મન દરરોજ બળ્યા કરે કે મારા સામો બેસીને આ ગરીબ વાણીઓ હુકો પીએ છે, અને હોઇઆં, હોઇઆં કરે છે, તે શા જમ્યા ઉપર કરતો હશે, તેને ફક્ત દસ બાર રૂપીઆ નોકરીના મળે છે, અને ઘરમાં ત્રણ ચાર માણસ ખાનારાં છે, તો એ જુજ પગારમાં શું જમતો હશે, તે હોઇઆં, હોઇઆં કરે છે, એટલે શેઠને ખુબ રીસ ચઢી, તેથી પોતાના હુકાની ચલમમાંથી દેવતાનો અંગારો લઇ પેલા ગરીબ વાણીઆના છાપરા ઉપર નાંખ્યો. તેથી વાણીઆનું છાપરૂં સળગી ઉઠયું, તેથી સર્વ

લોકો ભેળા થયા, અને દેવતા નાખ્યાની વાત જાણી સર્વ લોકો તે શેઠને ઠપકો દેવા લાગ્યા, ત્યારે તે શેઠ મગરૂબીમાં સર્વ લોકોને કહે છે કે બસ, બસ મારી મરજીની વાત છે. તમે કોણુ કેહેનાર છો, આવી રીતે મીજાસથી જવાબ આપવાથી સર્વ લોકોએ મળી તે વાણીઆ પાસે માજીસ્ટ્રેટના ત્યાં ફરીઆદ કરાવી, અને સર્વ લોકો તે વાણીઆ તરફથી સાક્ષી પુરવા તૈયાર થયા. માજીસ્ટ્રેટ તે શેઠના ઉપર વારંટ કહાડી પકડી મંગાવી જુબાની લેવા માંડી, તે જુબાનીમાં તે શેઠ મગરૂબીમાં કહે છે કે, હું બે મીલોનો માલીક છું, અને આ વાણીઓ ફક્ત દસ બાર રૂપીઆ પગારના લાવે છે, અને ચાર પાંચ માણુસ ખાનારાં છે, તો તે જુજ પગારમાં શું જમતો હશે કે, તે દરરોજ મારા સામો બેશીને હોઇઆં, હોઇઆં કરે છે. આથી મને રીશ ચડવાથી તેના ઘર ઉપર દેવતા નાંખ્યો છે. માજીસ્ટ્રેટે તેને કહ્યું કે તારા જેવો મુરખ અને અભીમાની કોણુ ? કારણુ કે તે હોઇઆં, હોઇઆં કરે છે તો, તે તેના ઘરમાં બેશીને કરે છે, તેમાં તારૂં શું ગયું. માટે તેં વીના કારણે તે વાણીઆના છાપરા ઉપર દેવતા નાખ્યો માટે એ વાણીઆનું ઘર તમારે નવું કરાવી આપવું, અને અમુક રકમ સરકારને દંડની આપવી. આ પ્રમાણે માજીસ્ટ્રેટે ઠરાવ કર્યો.

આવી રીતે આસુરી સ્વભાવ વાળા સામાનુ ભલું દેખીને બળે છે, અને સામાનું નુકશાન કરે છે. વળી આસુરી સ્વભાવવાળા જનો ધનના અભીમાનથી છકી જાય છે, અને જાણે છે કે મારા જેવો મોટો સુખી અને માન આબરૂવાળો બીજો કોણુ છે, પણુ હે મુરખા જ્ઞાન મારગે વીચાર કર; કે તારા જેવો મુરખ કોણુ છે; કારણુ કે

તને સરકાર દરબારમાં કે તારી નાત જાતમાં માન મળ્યું, એટલે શું તું મોહોટો કહેવાય, ના એતો લક્ષ્મીનું માન છે. તારૂ માન નથી, અને કદાપી તને માન આપે તોપણ તે કેટલા દીવસના માટે એતો થોડી મુદતના માટે એટલે લક્ષ્મી તારી પાસે હશે ત્યાં સુધીજ, પણ પરલોકમાં એટલે ઇશ્વરના ત્યાં તને માન મળે ત્યારેજ તું મોટો અને સુખી કેહેવાય. માટે તમારે સદાને માટે મોટાઇ અને સુખ જોઇતાં હોય તો, ઇશ્વરના ત્યાં માન મળે તેવો ઉપાય કરો. એટલે અભીમાન છોડી દેઇ પરમાર્થના કામ કરવાં અને સર્વ પ્રાણી ઉપર દયા ભાવ રાખવાં અને નમ્રતા અને ભગ્તી ગૃહણ કરવી. તથા. મનુસાદેહનુ શું કર્તવ્ય છે, તેનો વીચાર કરી વરતવુ, એટલે ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા. તેથી ઈશ્વર સદાને માટે મોટાઇ અને સુખ આપશે.

દૈવી ભક્ત હસે તે સવારે વહેલા ઉઠી ગંગાજીમાં સ્નાન કરવા જશે, અગર ઘેર નાહી ધોઇ ઈશ્વર સેવા કરશે. તથા. ઇશ્વરના ગુણ ગાસે, અગર બીજાની જોડે પણ. ઇશ્વરના ગુણ સંબંધી વાદવીવાદ કરશે. અને ઘેર બેસીને દાન કરશે. અને આસુરી સ્વભાવ વાળા જનો સવારે ઉઠીને નાહ્યા ધોયા પહેલાં એટલે ઉઠતાં વાંતજ. હુકા ભરીને પીશે અગર બીડીઓ ફુંકશે, પાઠ પુજામાં તો લક્ષ હોયજ ક્યાંથી બે ચાર જણ ભેળા થઇ કાંતો બીજાની નીંદા કરશે અને સામાના દોશનું વીવેચન કરશે, કાંતો અમુક માણુસ નાતના રીવાજથી ઉલટો ચાલ્યો છે, તેનો દંડ લેવો જોઇએ, અગર અમુક જણે તેના બાપનો અગર તેની માનો વરો ( બારમુ ) કર્યો નથી, માટે તેને નાત બહાર મુકવો જોઈએ, અને તેનુ નુતરૂ આજથી બંધ કરવું જોઇએ. આવા આવા અનેક તર્ક કરશે. પણ એમ વીચાર નથી કરતા કે, તેને વરો કરવાની સંપત નહી હોય તો ક્યાંથી લાવીને

કરે. વળી પોતાને એક દીવસના ખાવાને માટે સામાને કરજના મોટા ખાડામાં ઉતારે છે, આવી રીતે આશુરીસ્વભાવવાળા જનોની બુદ્ધી હોય છે. તેઓ અંતે અધોગતીને પામે છે.

## દૈવી ભક્ત.

દૈવીભક્ત સર્વનુ ભલુ ઇચ્છે છે, કોઇના બુરામાં રાજી થાય નહી, વળી કામ, ક્રોધ, લોભ વીગેરે દુરગુણો તજી દે છે, વળી સર્વના ઉપર સમાન દ્રષ્ટી હોય છે, ભલુ કરનારનું ભલુ ઇચ્છે છે તથા. બુરૂં કરનારનુ પણ ભલું ઇચ્છે છે. વળી દૈવીભકતો પરોપકાર કરવો જોઇએ.

## પરોપકાર.

જડ વસ્તુઓ, ઝાડ, પાહાડ, પશુ વીગેરે પરોપકાર કરે છે, ત્યારે માણસેતો અવશ્ય પરોપકાર કરવો જોઇએ,

## દોહરો.

જપ, તપ, તીરથ વરત, સઘળા કલ્પીત ધર્મ
પરોપકાર કરો સદા, એજ ધર્મનો પરમ.

જપ, તપ, તીરથ, વરત એ સર્વ સાધારણ ધર્મ છે, ખરો ધર્મ તો પરોપકાર કરવો એજ ધર્મ છે. જડ વસ્તુઓમાં કલ્પવૃક્ષ પોતાનાં પાદડાં તથા ફળ, ફુલ આપે છે. તથા સીતળતા આપે છે. વળી કોઇ તેની ખાલ, (છાલ) માગે તો પોતાની ખાલ પણ આપે છે, કોઇ ફળની ઇચ્છાથી પથરો અગર લાકડી મારે તો પણ તેને ફળ આપી તેના ઊપર ઉપકાર કરે છે. પણ કોઇને નીરાશ કોઇનું

નથી. તથા પશુઓમાં ગાયો, ભેંસો દુધ આપવા રૂપી પરોપકાર કરે છે, તથા બળદો ગાડુ, હળ વીગેરે ખેંચવા રૂપી પરોપકાર કરે છે. ઘોડા, ઉંટ વીગેરે પોતાની પીઠ ઉપર બોજો ઉપાડે છે, વળી સુખડને સળગાવીએ છીએ તોપણ તેનો જાતી સ્વભાવ નહી છોડતાં સારી સુગંધી આપવા રૂપી પરોપકાર કરે છે. માટે ઝાડ, પાહાડ, માટી, પથ્થર, જળ, પશુ વીગેરે માણસને બહુ ઉપીયોગી થઈ પડે છે, માટે માણસે તો અવશ્ય પરોપકાર કરવો જોઇએ. માણસનો જન્મ સર્વ-થી ઉત્તમમાં ઉત્તમ છે. તેમાં ભક્તજનનો જન્મ બીજાના ભલા સારૂંજ છે, અને તે પરોપકાર કરી ઉત્તમ ગતીએ પોચવા સારૂંજ ઇશ્વરે ઉત્તમ જન્મ આપેલો છે. માટે ખોટી માયામાં નહી ફસાતાં કામ ક્રોધ, લોભ વીગેરે દુરગુણો દુર કરી પરોપકાર કરવો.

## દોહોરો.

સતી જણે તો હરીજન જણે, ભક્ત, દાતા કે સુર;  
નહી તો રેહેજે વાંઝણી, મત ગુમાવે નુર.

હરીજન હોય છે તે સર્વ પ્રાણી માત્રમાં ઇશ્વર રૂપ ભાળે છે, અને બની શકે તેટલાં સાર્વજનીક કામો પોતાની જાતે અગર બીજા મદદ લેઇને દુઃખ વેઠીને હરેક રીતે દુઃખી જીવને મદદ કરી સંતોષ પમાડે છે. અને કોઇના અવગુણ સામું જોતા નથી.

## સાધુના ધર્મ.

સાધુ એટલે પાંચ ઇંદ્રીઓ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને અને ગંધ) અને છઠું મન જેણે સાધ્યું અર્થાત વીષય તરફ નહી જવા દેતાં કબજે કર્યું તેનું નામ સાધુ વળી સાધુએ કામ ક્રોધ

અને લોભ એ ત્રણ મોટા દોસ તો અવશ્ય તજવા જોઇએ, વળી શાન્તી ભક્તિ, દયા, સંતોષ, ગંભીરતા આદી સતગુણો રાખવા જોઇએ, હાલમાં એવા સારા ગુણો કોઇકજ સાધુમાં જોવામાં આવે છે આ કળીયુગમાં તો ઘણા ખરા વેશ ધારીજ સાધુ જોવામાં આવે છે; એટલે કાંતો ભગવાં વસ્ત્ર પહેરેલાં, કાંતો જટા રાખવી, અંગે ભસ્મ ચોળવી, અગર દાઢી મુચ્છ મુડાવવી એમાંજ સાધુતા સમજે છે. પણ જટા વધારે અગર દાઢી મુચ્છ મુડાવે સાધુ કેહેવાય નહી.

છપા.

જટા ધરે વડ વૃક્ષ, પતંગ નીજ બાળે કાયા;
જળચર જળમાં નાહાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીષ, અજા મુખ દાઢું રાખે;
ગરધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;
વળી મોર તજે છે માનની સ્વાન સકળનું ખાય છે;
કવી સામળ કહે સાચા વીના, કોણ સ્વર્ગમાં જાય છે.

ફક્ત સાધુનો વેશ રાખવો એ દંભી કહેવાય છે, માટે ફક્ત સાધુનો વેશ નહીં રાખતાં તેની સાથે સાધુના ગુણ રાખવા જોઇએ. સાધુએ ફક્ત સારા સારા ખોરાક જમવામાં પ્રીતી નહીં રાખવી જોઇએ, વળી સાધુએ બનતાં સુધી કોઇપણ બ્યસન નહીં રાખવું જોઇએ. તેમ ઈંદ્રીઓને પુષ્ટી આપે તેવા ખોરાકની ઇચ્છા પણ નહીં રાખવી જોઇએ. જે વખતે જેવું મળે તેવા પદાર્થથી સંતોષ માની લેવો જોઇએ.

કરના ફકીરી કયા દીલગીરી, સદા મગનમાં રેહેનાજી
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઈ દીન પાઉંસે ચલનાજી. કરના,

કોઈ દીન શીરા કોઇ દીન પુરી, કોઇ દીન ફક્કમ ફક્કાજી; કરના.
કોઇ દીન ડેરા કોઇ દીન તંબુ, કોઇ દીન જંગલ વસતીજી. કરના.

વળી સાધુ વાદળી રૂપ છે, અને ઈશ્વર જ્ઞાનના સમુદ્ર રૂપ છે, જેમ વાદળી સમુદ્રમાંથી જળ ભરી જઇ બધે વરસાવે છે, તેમ ઇશ્વર રૂપી જ્ઞાનનો સમુદ્ર છે તે જ્ઞાન ખરો સાધુ અને હરીનો ભક્ત હોય છે તે બધે વરસાવે છે. અર્થાત બધાને ઉપદેશ આપે છે. જેમ વરસાદ પથ્ર ઉપર વરસે છે, અને રસાળ જમીન ઉપર પણ વરસે છે, પથ્થર ઉપરનો વરસેલો વરસાદ નકામો છે, અને રસાળ જમીન ઉપર વરસેલો વરસાદ ઉપયોગી છે. અર્થાત રસાળ જમીનમાં વરસાદ પડવાથી ઉત્તમ અનાજ વીગેરે પાકે છે. તેમ સાધુ પુરૂષ બધાને ઉપદેશ આપે છે, પણ મુરખને આપેલો ઉપદેશ નકામો છે, અને પાત્ર માણુસને આપેલો ઉપદેશ ઉપયોગી છે એટલે ઉપદેશ પ્રમાણે વરતી છેવટ સદ ગતીને પામે છે.

### દ્રષ્ટાંત.

કોઇ એક સુરદાસ ( આંધળો ) રસ્તે રસ્તે જાય છે, ત્યાં આગળ કુવો છે, તે કુવા આગળ જતાં કોઇ દેખતા માણુસે તે સુરદાસને કહ્યું કે, તમારા આગળ કુવો છે, માટે તે રસ્તે જશો નહી. ત્યારે સુરદાસ કુવો નહીં દેખવાથી કહે છે કે, ના ભાઇ અહીં કુવો નથી તમે ખોટું બોલો છો, હું હમેશાં અહી થઇને જાઉ છું પણ કુવો આવતો નથી, એમ કહી આગળ જતાં તે સુરદાસ કુવામાં પડે છે, એટલે દેખતાંને દયા આવે છે અને તેને કુવામાંથી કાઢે છે. પણ તેના મનમાં એમ નથી આવતુ કે તેણે મારૂં કહ્યું ના માન્યુ તો છો દુ:ખ પામે કારણુ તે જાણે છે કે આ આંધળો છે તેથીજ કુવામાં પડયો છે.

તેવી રીતે સાધુ જનો અજ્ઞાનીને વારે વારે પોકારીને કહે છે કે અહંકાર અભીમાન, લોભ, વીસય, તૃષ્ણા આદી નરકમાં પડવા રૂપી કુવો છે, માટે તે કુવામાં પડશો નહી. પણ તે અજ્ઞાની જાણુ-તા ના હોવાથી વીસય ભોગ રૂપી નરકમાં પડે છે, તોપણ દેખતાની પેઠે સાધુજનો તેને ઉપદેશ આપી કુવામાંથી બહાર કાઢે છે. અર્થાત શું માર્ગે ચલાવે છે.

---

# ભક્તિ.

---

પુરાણકો પાર નહી, વેદાંતકો અંત નહી;  
વાણી તો અપાર છે, કયાં કયાં ચીત્ત દીજીએ;  
લાખનકી એક કહુ, કોટનકી એક કહું;  
સખશે ભલો રે, રામ નામ લીજીએ.

## ચોપાઈ.

જેહી પળ રામ ભજન શ્રુતી ગાજે,  
સકળ તીરથ ત્યાં ચલી આવે;  
કળીયુગમાં સાધન કછુ નાંહી,  
રામ ભજન બીન મુક્તિ નાંહી.

ભક્તિ છે તે પારસમણી છે, અને ભગવાનને બહુ વાહાલી છે. ભક્તી એટલે ગરીબાઇ અને નમ્રતા. ઈશ્વરનું નામ દીનબંધુ છે, અર્થાત ગરીબના મીત્ર છે. હવે તે પારસમણી (ભક્તિ) ક્યાં રેહેતી

તશે, તેનો વિચાર કરો. જેમ સોનું, રૂપું, જવાહીર વીગેરે પર્વતમાં રહે છે, અને તે પર્વતના ફરતો સમુદ્ર હોય છે, તેમ તે ભક્તિ રૂપી પારસમણી વેદ, પુરાણ (ભાગવત રામાયણ વીગેરે)માં હોય છે. તેના ફરતો સમુદ્રરૂપી સંસાર એટલે માયા છે. તે માયામાં ફસાવાથી મણી રૂપી ભક્તિ મળતી નથી, ઈશ્વરની જેના ઉપર કૃપા હોય છે, તેને તે મણી મળે છે. અર્થાત નમ્રતા અને ભક્તી આવે છે. જેમ સમુદ્ર તરવાને વાહાણ જોઇએ, અને સમુદ્રમાં મગર મચ્છ આદીને દુર હઠાવવાને હથીઆર જોઇએ, તેમ સંસાર તરવાને વહાણ રૂપી સત સમાગમ કરવો જોઇએ. તથા જ્ઞાનરૂપી તરવાર અને વૈરાગ રૂપી ઢાલ રાખવી જોઇએ, તો સંસાર (માયા) ના વીકાર નડે નહી, અને પારસમણી એટલે ભક્તિ અને નમ્રતા આવે તો અંતે મોક્ષ મળે.

> સંસારના સુખ ધામમાં, વીશ્રામ છે ઘડી ચારનો,
> ઉગ્યો ન આવ્યો કામથી, આરામના પળવારનો;
> આળસ તજી દે તું સજી, તજી તંત આ સંસારનો,
> જાવું જરૂર પડશે તુને, ડંકો થતાં દરબારનો.

રામનામને કોઇ રામરસ કહે છે, અને કોઈ રામ રસાયણ પણ કહે છે. રામરસ એટલે મીઠું, અનેક જાતની ઉત્તમ રસોઇ બનાવી હોય પણ તેમાં મીઠું ન નાખ્યું હોય તો, સર્વ રસોઈ ફીકી લાગે છે. કદાપી પકવાન અગર સીરોપુરી બનાવ્યાં હોય તો પણ. તેની જોડે દાળ શાક ના હોય તો ફીકકુ લાગે છે. અને દાળ શાક મીઠા વગર બને નહી. તેમજ જપ, તપ, વરત પુન્ય, દાન આદી કર્મોની જોડે જો ભક્તિ ના હોય તો તે સર્વ ફીક્કાં સમજવાં, એટલે રામ-નામ વીના મુક્તિ નથી. વળી રામ રસાયણનો મતલબ એવો છે

કે, જેને ભારે દુઃખ હોય અને તે ના મટતું હોય તો રસાયણ ખાય છે. અને બરાબર કરી પાળે છે. જો બરાબર કરી ના પાળે તો મસાણે જાય છે. તેમ રામનામની ભક્તિ ગૃહણ કરી, કરી ના પાળે તો મસાણે જાય છે. અર્થાત અધોગતીને પામે છે. જેમ રસાયણ ખાનારે તેલ, મરચુને આંબલી તદન ન ખાવી જોઇએ, તેમ રામ-નામની ભક્તિ ગૃહણ કરનારે કામ, ક્રોધ અને લોભ એ ત્રણ મોટા દોશ તો અવસ્ય તજવા જોઇએ. તેમજ બીજા અવગુણો પણ તજવા જોઇએ. વળી દયા, ધર્મ, સંતોષ, નમૃતા આદી સદ્દગુણો રાખવા જોઇએ. અને સદ્દગુણો નહી રાખતાં ફક્ત રામનામની માળા ફેરવ્યા કરે તો, તેને દંભી જાણવો, અને દંભી માણુસ નરકનો અધી-કારી થાય છે. માટે ભક્તિની સાથે સદગુણ રાખવા જોઇએ, અને ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા.

## પાત્ર વીના ભક્તિ આવતી નથી,

જેમ મણીધર નાગને માથે મણી હોય છે, તેનો તે સુઉપ-યોગ કરે છે, તે જુઓ કે, રાત પડે છે અને બધે અંધારૂં હોય છે તે વખતે મણી એક જગાએ મુકી, તેના અજવાળે જીવ ભક્ષણ કરી પેટ ભરે છે. તેમ વેદ પુરાણ આદી ભણી વીદ્યા પ્રાપ્ત કરી તેનો સદઉપીયોગ કર્યો નહી, અર્થાત્ પોતાનામાં સદ્દગુણ રૂપી ભક્તિ આવી નહી, અને ફક્ત ઉદર ભરાવા સારૂજ, ઉદ્યોગ કરે અર્થાત્ બીજાને ઉપદેસ આપે પણ, પોતાનામાં સદ્દગુણ રૂપી ભક્તિ આવી નહી, તો તે વેદ પુરાણ આદી ભણી વીદ્યા પ્રાપ્ત કરી, તેથી તેણે કાંઈ સાર્થક કર્યું કહેવાય નહી. કારણ વીદ્યા પ્રાપ્ત કરવાથી સ્વર્ગ આદી સુખ મળતાં નથી. માટે વીદ્યા પ્રાપ્ત કરી દુરગુણો તજી દઈ, સદ્દગુણ રૂપી ભક્તિ ગૃહણ કરવી.

## દોહરો.

પરજનને ઉપદેશ દે, નીજમાં કોટી કુફેલ;
ધોબી ધુવે પટ પારકાં, નીજ પટમાં મણુ મેલ.

જેના ઉપર પ્રભુની કૃપા હોય છે, તેનેજ પારસમણી રૂપી ભક્તિ મળે છે. જેમ મણી પ્રાપ્ત થવાથી દરીદ્રતા જતી રહે છે, તથા મણીના તેજથી અંધારૂં પણ જતું રહે છે. તેમ મણી રૂપી ભક્તિ જેને પ્રાપ્ત થાય છે, તેનામાંથી અસંતોસ રૂપી દરીદ્રતા જતી રહે છે. અને સદા સંતોષી રહે છે. તથા. કામ, ક્રોધ, લોભ મોહ-રૂપી અંધારૂ ( અજ્ઞાન ) પણ જતાં રહે છે. અસંતોશ રૂપી દરી-દ્રતા તથા કામ, ક્રોધ, લોભ રૂપી અંધારૂં ( અજ્ઞાન ) જેનામાં હોય, તેવો પુરૂષ રામ નામનું સમરણ કરતો હોય તથા. ઠાકોર સેવા આદી કર્મ કરતો હોય તોપણ, તે પ્રેમીભક્ત કહેવાય નહી, ભક્તનાં લક્ષણ પાછળ બતાવ્યાં છે તેવાં લક્ષણ જેનામાં હોય તેજ પ્રેમી ભક્ત કહેવાય.

## દાખલો પુરાંણીનો.

ગોકુળ મથુરામાં પુરાંણી હંમેશાં ભાગવત, રામાયણ આદીની કથા કહેતાં, ત્યાં એક નજીકના ગામડાની મહીઆરી હંમેશાં દુધ, દહીં વેચવા સારૂ આવે તે કોઇ કોઇ વાર કથા સાંભળવા થોડી વાર બેસે, એક દીવસ તેણે સાંભળ્યું કે રામ નામથી સમુદ્રમાં પથ્થર તરે છે, વળી આ સંસાર રૂપી ભવસાગર પણ તરી જવાય છે. આ પ્રમાણે તેણે સાંભળવાથી વીચાર કર્યો કે, હું જુમનાજીના પુલ ઉપર થઇને આવું છું અને જાઉં છું, તેથી હરરોજ પુલ ઉપર, થઇને આવ્યા ગયાના બબ્બે પૈસા આપવા પડે છે. જો રામનામથી સાગર તરી જવાનો હોય તો, આ એક નદી ઉતરવી એમાં શી મોટી વાત

છે, એમ વીચાર કરી તે દીવસે પુલ ઉપર નહી જતાં, સીદ્ધે રસ્તે નદી તરફ ગઇ, અને મનમાં દ્રઢ વીશ્વાસ રાખી રામ નામનુ સમરણુ કરતી કરતી નદીમાં અથાક જળ હતું તોપણુ, સામે પાર ઉતરી ગઇ અને તેને ઢીંચણુ સુધી પણુ પાણી આવ્યું નહી. આવી રીતે દરરોજ રામ નામનું સમરણુ કરતી કરતી નદી ઉતરી જાય છે, અને આવે છે, તેથી તેને દરરોજના બબ્બે પૈસા બચ્ચા, તેથી તેણે વિચાર કર્યો કે, પુરાણીના ઉપદેશથી મને ફાયદો થયો છે. માટે એક દીવસ પુરાણીને જમાડવાનું ધારી, પુરાણીને કહ્યુંકે, આજે મારા ઘેર જમવા પધારજો, પુરાણી કહે બહુ સારૂં, પણુ મેં તારૂં ઘર જોયું નથી, માટે કથા પુરી થાય ત્યારે મને બોલાવવાને આવજે. એમ કહેવાથી તે મહીઆરી દહી દુધ વેચી ઘેર જતી વખતે પુરાણીને સાથે લેઇને ઘેર તરફ, મહીઆરી આગળ અને પુરાણી પાછળ, એ પ્રમાણે જાય છે. મહીઆરી પુલ તરફ નહી જતાં સીદ્ધે રસ્તે નદી તરફ જવા માંડયું, એટલે પુરાણીએ વીચાર્યું કે બે પૈસા બચાવવા સારૂં બીજો રસ્તો સોધી કાઢયો હશે. એમ ધારી પાછળ પાછળ જાય છે. મહીઆરી રામનામનું રટણુ કરતી નદી ઉતરી ગઈ, અને પુરાણીને તો નદીમાં પાણી છાતી પુર અને ગળા સુધી આવ્યું. અને પગ ઉંચા થઈ ખેંચાવા માંડયા, અને ધોતી પોથી પડી ગયાં, તેથી મહીઆરીને કેહેવા લાગ્યાં કે, પુલ છોડી દઇને આવાં ઘણાં જળમાં કયાં લાવી. મહીઆરી કહે કે, રામનામથી સાગર તરી જવાય છે, તો આ નદી ઉતરવી તેમાં શી મોટી વાત છે. માટે રામ નામનુ સમરણુ કરો એટલે નદી ઉતરી જવાશે. પુરાણી કહે કે એતો કહેવા સુધીજ, મારામાં તારા જેવો દ્રઢ વીશ્વાસ નથી. એતો જેનામાં દ્રઢ ભક્તિ અને ઇશ્વરમાં પુર્ણું આકીન હોય તેજ સાગર તરી જાય છે. એમ

કહી પાછા વળી પુસ ઉપર થઇને ઉતર્યા માટે વેદ પુરાણુ આદી ભણી બીજાને, પોતાના સ્વાર્થના અંગે ફક્ત ઉપદેશ આપે, પોતાનુ સાર્થક થાય નહી. માટે શ્રદ્ધા રાખી શુભ ગુણુ રૂપી ભક્તિ ગૃહણુ કરવી.

---

## * ખોટું કૃત્ય કરનાર સમજે છે કે આમાં પાપ છે.

---

ચોર સમજે છે કે, ચોરી કરવી એ ખરાબ કામ છે. વ્યભીચારી સમજે છે કે વ્યભીચાર કરવો એ પાપ છે. દારૂડીઆ સમજે છે કે દારૂ પીવાથી ખરાબી થાય છે. બ્રાહ્મણો સમજે છે કે, દાન લેવાથી બ્રહ્મતેજનો નાશ થાય છે. રાજાઓ સમજે છે કે, રૈયત ઉપર હદથી જાદે કર નાખવાથી રાજ્ય નીરબળ થઈ જાય છે. શેઠીઆઓ સમજે છે કે, ગુમાસ્તાઓને મહેનતના પ્રમાણમાં ઓછો પગાર આપવો એ અધર્મ છે. વેપારીઓ સમજે છે કે, વેપારમાં અસત વરતવું એ પાપ છે. છતાં તેઓ ન્યાયસર વરતતા નથી, માટે વેદ, પુરાણુ આદી ભણી જ્ઞાન જાણ્યું, પણ તે પ્રમાણે વરતીએ નહી તો તે સર્વ જાણેલું નકામુ છે, અને પાપના ભાગીદાર થાય છે.

કોઇ કહેશે કે અમારા ધર્મમાં આ પ્રમાણે કહ્યું છે, કોઇ કહે છે અમારા ધર્મમાં આ પ્રમાણે કહ્યું છે. આ બધું ખરૂં છે, અને અમે પણ માનીએ છીએ, પણ તે ધર્મ પ્રમાણે તમારા આચરણમાં કર્યા છે. દુકાળના વખતમાં ગરીબો ને કોઇ મહારાજાએ શેર ખીચડી

---

* સાચું સ્વર્ગ પા. ૪૯—૫૦

પણ આપી છે કે, આપણે કહીએ છીએ કે **आत्मवत् सर्वभुतेषु।** પણ આપણા આચરણમાં કયાં છે.

ભાગવતની સપ્તાહ કરી વ્યાસજીને હજાર રૂપીઆ કરાવી આપીએ છીએ પણ રસ્તા ઉપર ભુખે મરતા પડેલાં અનાથની કોઇ ખબર લે છે કે, તારે શું જોઇએ છીએ? નહીજ. કારણ તે હલકી જાત છે. અને તેને અડતાં અભડાઇ જઇએ છીએ, આનુ નામ સમાનભાવ કહેવાય કે, આનુ નામ દયા કહેવાય, આપણે દરરોજ પાઠ કરીએ છીએ કે—**सर्वभुतहितेरता** પણ તે આપણા આચરણમાં કયાં છે. ઘણા જણ રોટલા વીના પીડાય છે, કેટલાક ધંધા રોજગાર વીના રખડે છે, તેને મદદ કરવામાં કયાં છે. **पडीता समसिन:।** એ સમદર્શનનો આપણા પંડીતો દાવો રાખે છે પણ તેમના આચરણમાં કયાં છે. માટે જયાં સુધી જીગરની લાગણીથી કામ કરીએ નહી ત્યાં સુધી એ બધુ પંડીત્ય માત્ર બાંધેલી તરવારના જેવુજ છે. તેમ બાંધી રાખેલી તરવારથી કશો સુકવાર થાય નહી. તરવાર બાંધવાના વખત હવે નથી, હવે તો પરમાર્થની તરવાર બાંધવી જોઇએ કે જેથી અંતે ઇશ્વરની પ્રાપ્તી થાય.

## માયામાં ફસાએલા પુરૂષોને અનેક વ્યાધી લાગેલી છે.

હાલમાં આ દુનીઆમાં માયાથી ઘેરાએલા (લોભી સ્વાર્થી) માણસોને અનેક વ્યાધી લાગેલી છે. તેથી ઇશ્વર સમરણ આદી સુભ કર્મ થતાં નથી. આસા, તૃષ્ણા રૂપી ટાઢા ઉના તાવ લાગેલા છે. લોભ રૂપી સનેપાત, વીસયરૂપી ખસ, દાદર લાગેલી છે. ક્રોધ રૂપી ક્ષયરોગ વીગેરે અનેક વ્યાધી લાગેલી છે. એકાદ રોગ માણસને થએલો હોય છે, તો તે સહન કરવો મુસ્કેલ થઇ પડે છે, અને અનેક દવાઓ

કરવી પડે છે. તો આવા અનેક રોગ શી રીતે સહન કરી શકે, અને ઇશ્વર ભજન ધર્મ, દાન આદી સુભ કર્મ પણ, શી રીતે થઈ શકે. જેમ ક્ષયરોગવાલો માણુસ બચતો નથી, તેમ આવા અનેક રોગવાળો પણ બચતો નથી, અર્થાત નરકમાં પડે છે. જેમ રોગ મટાડવો હોય તો વૈદની દવા ખાય છે, અને કરી બરાબર પાળે છે, તેમ આવા રોગવાલો સદગુરૂ માહાત્મા રૂપી વૈદનો સમાગમ રૂપી દવા કરે, અને શ્રદ્ધા રૂપી કરી પાળી, હરીસમરણ, ધર્મદાન આદી સતકર્મ કરે તો રોગ મટે, અર્થાત મન નીરમળ થાય અને અંતે સદગતીને પામે.

## નવ પ્રકારની ભક્તિ.

૧ શ્રવણ એટલે જ્ઞાનનાં પુસ્તક સાંભળવાં.

૨ કીરતન એટલે પરમેશ્વરના ગુણ ગાવા.

૩ સમરણ એટલે પરમશ્વરનું સમરણ કરવું.

૪ યાદ સેવા એટલે જ્ઞાની તથા અવતારી પુરૂષોની સેવા કરવી.

૫ અર્ચન એટલે રામકૃષ્ણની પ્રતીમાને પુષ્પ ચંદન ચડાવવું.

૬ વંદન એટલે સર્વ દેવને નમવુ.

૭ દાસ્ય એટલે નોકરની પેઠે પરમેશ્વરની પ્રીતી મેળવવા આખું શરીર અર્પણ કરવું.

૮ સંખ્ય એટલે પરમેશ્વરમાં સ્નેહ રાખવો.

૯ આત્મનીવેદન એટલે ઇશ્વર તથા પોતાનો આત્મા જુદો નથી એવુ જ્ઞાન પ્રાપ્ત થવું.

# ભક્તનાં લક્ષણ.

ભક્તે ભગવાનની અમૃત જેવી કથામાં શ્રદ્ધા રાખવી, નીરંતર ભગવાનનું સમરણ કીરતન કરવું, ભગવાનની પુજામાં નીષ્ટા રાખવી, સ્તુતીના પાઠથી ઇશ્વરની સ્તુતી કરવી, પ્રભુની સેવામાં આદર રાખવો, પ્રભુને દંડવત પ્રણામ કરવા, પ્રભુના ભક્તોની પુજા કરવી, પ્રાણી માત્રમાં પ્રભુ ભાવના રાખવી, મન પભુમાં અર્પણ કરવુ, જે કોઇ સુભ કર્મ યજ્ઞ, દાન, હોમ, જપ, તપ, વ્રત આદી સુભકર્મ કરવાં તે ઇશ્વરના માટેજ કરવાં, તેના ફળની આશા રાખવી નહી, વળી ખરા પ્રેમી ભક્તે. ઇશ્વરના ઉપકાર સંભાળતાં સરીરનાં રોમાંચ ઉભાં થાય છે, મન પીગળી જાય છે, આનંદાશ્રુનાં બીંદુ પડે છે અને જે ભક્તની વાણી ગળગળી થઇ જાય છે તથા ચીત્ત પીગળી જાય છે ત્યારે તે પુરૂસ લાજ છોડીને કોઈ સમએ રડે છે, કોઇ સમએ હસે છે, કોઈ સમએ ઉંચા સ્વરથી ગાય છે, કોઈ સમએ નાંચે છે. આવા ભક્ત પુરૂશો સર્વ લોકોને પવીત્ર કરે છે ત્યારે પોતાના આત્માને પવીત્ર કરે તેમાં તો સુજ કહેવું. વળી ભક્તને માન અપમાન હોતો નથી. તથા હરખ શોક પણ હોતો નથી. સત્રુ અને મીત્ર સમાન ગણે છે. તથા સુખ દુઃખને પણ સમાન ગણે છે. ગીતામાં ભગવાને અરજુન પ્રત્યે કહ્યું છે કે.

**अद्वेष्टा सर्वभुतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकार सम दुःख सुखं क्षमी ॥**
**संतुष्ट सततंयोगी यतात्मा द्रढ निश्चयः ।**
**मया र्पित मनो बुद्धिर्योमे भक्त समे प्रीयः ॥**

## ટીકા.

સર્વ ભુતોમાં પોતાથી ઉત્તમને દ્વેશ નહી કરનારો, પોતાની સમાનની સાથે મીત્ર ભાવે વરતનારો, પોતાથી હલકાને વિષે દયાળુ, અહંતા, મમતા રહીત દયાળુ હોવાથી, પારકે દુઃખે દુઃખી તથા પારકે સુખે સુખી, ક્ષમા વાળો લાભમાં તથા હાનીમાં સંતુષ્ટ, સ્થિર મતીવાળો, સાવધાન મારે વિષે દ્રઢ નીશ્ચયવાળો. તથા મારે વિષે જેણે મન અને બુદ્ધીને જોડેલાં છે, એવો મારો ભક્ત મને વહાલો છે. વળી કહ્યું છે કે.

**सम सत्रौच मित्र च तथा.माना पमान यो ।**
**सीतोष्ण सुख दुःखे सुसमः संग विवर्जितः ॥**
**तुल्य निंदा स्तुति मोंनी संतुष्टो येनके नचीत ।**
**अनिकेतः स्थिर मति भक्ति मान्मे प्रियोनर ॥**

## ટીકા.

શત્રુ અને મીત્રને વિષે સમ, એટલે એક રૂપ રેહેનાર, માન અપમાનમાં હર્ષ શોક રહીત, સીત ઉષ્ણ તથા સુખ દુઃખમાં એક રૂપ ક્યાંઈ પણ આશક્તિ નગરનો નિંદા અને પ્રસંશાને તુલ્ય જાણનારો, વાણીને વસ રાખનારો. જે કાંઇ જેવું મળ્યુ તેથી તૃપ્ત થએલો, નીયમે કરીને એક ઠેકાણે નહી રેહેનારો, સ્થિર બુદ્ધીવાળો, અને મારી ભક્તિવાળો જે પુરૂષ છે તે મને વહાલો છે.

જયારે પૃથ્વી ઉપર અધર્મનો વધારો થાય છે, તથા ભક્તોને દુઃખ પડે છે, ત્યારે ત્યારે ભગવાન પૃથ્વી ઉપર અવતાર લે છે.

## છપે.

પ્રથમ મચ્છા સ્વરૂપ, ભુપ સંખાસુર માર્યો;
બીજે કચ્છપરૂપ, ચોદ રત્ન બાહારે કાહાડયો.

ત્રીજે વારાહ, સ્વરૂપ, પૃથ્વી ગૃહી દાહાડે રાખી;
હીરણા કસ્યપને તતકાળ, લજ્યા તેની નવ રાખી;
ચોથે નરસીંહ સ્વરૂપ, ભક્ત પ્રહલાદ કાજે સહી;
સ્થંભમાંથી પ્રગટયા તહી, તેના બાપને માર્યો જઈ.

પાંચમે પરમેશ્વરરૂપ વામન થઇ વીશ્વમાં વ્યાપ્યો,
એ બાણાસુરનો બાપ, બળી પાતાળે ચાંપ્યો;
છઠ્ઠે ફરસુરામ ફરસી ને, કરમાં લીધી,
સહસ્ત્રા અરજુનનો નાસ, પછી પૃથ્વી નક્ષત્રી કીધી.

સાતમે રામચંદ્રજી થયા, વાનર ટોળી મેળવી સહી,
સમુદ્રમાં પથર તાર્યાને, રાજા રાવણ માર્યો જઈ;
આઠમે શ્રીકૃષ્ણ અવતાર, મનોહર મોહન જેવું,
પુરણ સોળ અવતાર, ભક્તને દરશન દેવું.

નવમે બુદ્ધા સ્વરૂપ, ધ્યાન એકે ચીત માંડી,
મારૂ મારૂ નહી કોઇ, લજ્યા સૌની તરછોડી;
દશમે કલંકી અવતરી, પૃથ્વીનો ભાર હરસે,
વળી ભક્તને કારણે ભોમ મધ્યે અવતરસે.

વળી ભક્ત જ્યારે જયારે સંભાળે છે, ત્યારે ત્યારે પ્રભુ ભક્તને સાહાય કરે છે.

## ભજન.

મુને ઘડી નથી વીસરતા રામ, હરીવર સંકટ હરતા રામ;
હુતો સમરૂ હરતાં ફરતાં રામ, હરીવર સંકાચ હરતા રામ.
વાહાલાજી મારા કરપર ગોવરધન ધાર્યો; (૨)
વાહાલે વૃજનો દેશ ઉગાર્યો રામ. હરીવર.
વાહાલાજી મારા કાળી નાગે તે ફંદ કીધો; (૨)
લટકારે નાથી દીધો રામ. હરીવર.
વાહાલાજી મુષ્ટીક, તાંદુલ સુદામાના લીધા; (૨)
એના મેહેલ કનકના કીધા રામ. હરીવર.
વાહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું;
એને રૂપ અનુપમ દીધું રામ. હરીવર.
વાહાલાજી મારા પંચાળી સભામાં પોકારી; (૨)
ચીર તમે પુર્ણ પુર્યા મોરારી રામ. હરીવર.
વાહાલાજી મારા ભવરે, સાગરના છો તારા; (૨)
પીંગળના પ્રાણુજ પ્યારા રામ. હરીવર.

---

## કીરતન ૨.

ભરૂસાના નાથ છો તમે મેરૂ, એક અરજ વાહાલા મારીએ છે;
મારા માથે તે કાળનો ભય છે, દાહાડી સંભાળતાં દુઃખ દે છે. ભરૂસા.
જગજીવન જાનકીનાથ, પળ પળ ઈચ્છું વાહાલા સાથ;
છતે નાથે કેહેવાયો અનાથ. ભરૂસા.
વાહાલા પ્રહેલાદ ભક્તના સારૂ, મારા નાથે નરસીંહ રૂપ ધાર્યું;
અંગ હરણા કશ્યપનું વીદાર્યું. ભરૂસા.

અજામેલ અધર્મી ઓધાર્યો, સુત નારાયણ નામ પોકાર્યો;
તન તજતામાં તેને તાર્યો. ભરૂસા.
તાતી તેલ કડાથી તાર્યો, પોતે જઇને સુધનવા ઉગાર્યો;
નાથ મારો સો વાંક વીસાર્યો. ભરૂસા.
નરસીંહ મેહેતાની હુંડી સ્વીકારી, નાહાતી વેળા તે આપ્યાં પાણી;
મામેરૂ પુર્યું તે પ્રીત પીછાણી. ભરૂસા.
અનેક ભક્તોને કરૂણા કીધી. વાહાલે નીરમળ ન્યાયના કીધી;
કોહોને લાંચ પ્રભુ કોની લીધી. ભરૂસા.

આવી રીતે અનેક ભક્તોને પ્રભુએ ઘણી વખત સાહાય કરી છે અને સાહાય કરે છે, માટે ઇશ્વરના ગુણ સંભાળી, ભક્તિ કરવી.

ભક્તજનોએ શબ્દ, સ્પર્સ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વીષયને આધીન નહી થવું જોઇએ. કારણ મનુષ સીવાય બીજા પ્રાણીઓને એક એક વીષયનું જ્ઞાન હોય છે, અને એક એક વીષયમાં આશકત થવાથી પ્રાણ ખુવે છે. તે જુઓ કે, શબ્દ વીષયનું જ્ઞાન હરણને હોય છે, અને તેમાં તે આસકત થવાથી પ્રાણ ખુવે છે. તથા સાપ મોરલીના શબ્દમાં અશકત થવાથી વાદીના હાથમાં પકડાઈ કંડીઆમાં કેદ રહે છે. અને સ્પર્સ વીશયમાં હાથી આસક્ત થવાથી ઉંડા ખાડામાં પડી પકડાય છે. અને રૂપ વીસયમાં પતંગીઆં આસ્ક્ત થવાથી દીવામાં પડી પ્રાણ ખુવે છે. અને રસ વીશયમાં માછલાં આસ્કત થવાથી આટાના ગલ ખાવા જતાં માછી મારનાં હાથે પકડાઈ પ્રાણ ખુવે છે. અને ગંધ વીશયમાં ભમરો આસક્ત થવાથી કમળના ફુલમાં બંધાઈ જાય છે. માટે આવી રીતે વીષયમાં આસ્ક્ત થવું એ દુ:ખદાઇ છે. ।વળી માણસને એ પાંચે ઇંદ્રીઓ ઇશ્વરે આપેલી

છે તો એ પાંચે વીષયોમાં આસક્ત થવાથી કદાપી પ્રાણુતો ના ગુમાવે પણ પોતાના પુરૂષાર્થરૂપી ધન એટલે ધરમ, વરત, દાન વીગેરે સુકીત ગુમાવે છે, એ નક્કી છે. માટે શબ્દ વીષય એટલે રંગ રાગમાં આસક્ત થઈ નકામું ધન ગુમાવવું નહી. તથા. સ્પર્સ વીસય એટલે પોતાની સ્ત્રી શીવાય બીજીનો સંગ કરવો નહી. તથા રૂપમાં આશક્ત થવું નહી. તથા રસ વીશય એટલે સારાં સારાં સ્વાદ કરવાં નહી. જે વખતે જેવો ખોરાક મળે તેવો ખોરાક ફક્ત શરીરના નીરવાહ સારૂં લેવો. સારા સારા ખોરાક ખાવાની પ્રીતી રાખવાથી આસા તૃષ્ણા વધે છે, અને આશા તૃષ્ણવાળા મનુષને લોભ વધે છે. અને લોભથી પાપ કર્મ થાય છે, અને પાપ કર્મથી નરકે જાય છે, આ લખાણનો ભાવાર્થ એવો નથી કે સારા સારા ખોરાક ન ખાવા. સારા ખોરાક ખાવા, પણ તેવાં સારાં ખોરાક ખાવામાં પ્રીતી રાખવી નહી એવી લખાણુની મારી મતલબ છે.

* ભક્ત સ્ત્રી હોય તો વાતવાતમાં ધણીના જીવ ખાય નહી. ભક્ત ધણી હોય તો ઘોડે જાર બાજરી અને ઘોડે નાર પાધરી એમ કરે નહી. ભક્ત દીકરો હોય તો કુળનું નામ બોળે નહી. ભક્ત પાડોશી હોયતો જરૂર વખતે મદદ કર્યા વીના રહે નહી. ભક્ત સગાં હોયતો મેણાં આદીના ટપલા મારે નહી. ભક્ત ડાક્તર હોયતો દરદીના માટે બે દરકાર રહે નહી. ભક્ત મહેતાજી હોયતો પોતાના દાખલાથી વિદ્યાર્થીને બીડીઓ ફુંકતાં શીખવે નહી. ભક્ત નોકર હોય તો શેઠની ચોરી કરે નહી ભક્ત સાસુ હોયતો વહુને દુઃખ દે નહી. ભક્ત વહુ હોયતો સાસુને વગોવે નહી. ભક્ત શેઠ હોયતો નોકર ઉપર દયા રાખ્યાવીના

---

* સાચું સ્વર્ગ પા. ૨૩૮.

રહે નહી. ભક્ત રાજા હોયતો બનતાં સુધી લડાઇઓ કરે નહી કે રૈયત પાસેથી ગેર વ્યાજબી કર લે નહી, ટુંકામાં આ દુનીઆમાં પ્રેમી ભક્તની બલીહારી છે, માટે પંડીતો કહે છે, કે ભક્ત દુશ્મન સારો પણ નાસ્તીક દોસ્ત કામનો નહી. માટે ભાઇઓ તમે પ્રેમી ભક્ત બનો અને પ્રભુના માર્ગમાં આવો.

જે ખરો પ્રેમી ભક્ત હોય છે તેનો કોઈ લાભ કરે અગર તેનું ભલું કરે તો તે ભક્ત તેનો મોટો ઉપકાર માને છે. અને કોઇ તે ભક્તનું નુકસાન કરે અગર કોઇ દુઃખ દે તો તેના અવગુણ કે તેના દોસ નહી જોતાં, પોતાના નશીબે હાની અગર દુઃખ આવી પડયું અગર પુર્વે આપણે તેને દુઃખ દીધું હશે તેથીજ આપણને દુઃખ ભોગવવું પડે છે, દુઃખ દેનારતો નીમીત માત્રજ છે, એમ માનશે. પણ દુઃખ દેનાર ઉપર રીસ કરશે નહી, તેમ તેના ઉપર નારાજ પણ થશે નહી. આ લક્ષણ ખરા પ્રેમી ભક્તનાં છે, અને આવા ભક્તજ મોક્ષના અધીકારી છે. પછી પ્રસાદીઆ ભક્તતો આ દુનીઆમાં ઘણાં હોય.

ભક્તજનોએ બને તો ગીતા, વીષ્ણુંસહસ્ત્રનામ કે મહીમનનો પાઠ વાંચતાં આવડે તો વાંચવા, તથા વારતા આદી વાંચવાની ઇચ્છા હોયતો બત્રીસ પુતળીઓની વારતા વાંચવી કે વીક્રમ રાજાએ દુઃખ વેઠીને પણ પરમાર્થનાં કેવાં કામ કરેલાં છે તે જાણવામાં આવશે. તેમજ અમરચરીત્ર કે ભક્તમાળ વાંચવાં કે ભક્તજનોએ પ્રભુને કેવી રીતે પ્રસન કર્યા છે, અને પ્રભુએ ભક્તજનોને કેવી સાહાય કરી છે, તે જાણવામાં આવશે, તેમજ મણી રત્નમાળા ( કી. રૂ ૧ ની) ચંદ્રકાન્ત, સાચું સ્વર્ગ નામનું પુસ્તક તથા ભાગવત, રામાયણ

આદી પુસ્તકો વાંચવાં તથા. ગરૂડ પુરાણુ વાંચવું કે પાપીજનોને મુવા પછી કેવાં દુઃખ ભોગવવાં પડે છે, તે જાણવામાં આવશે.

## રામ નામનો બે અક્ષરનો હીરો.

જેને જડયો, તેનો બેડો પાર. રામ નામના હીરાની કીંમત થઈ શકે તેમ નથી, તેમ તેની સરખામણી પણુ કોઈના સાથે આપી શકાય તેમ નથી. કારણુ પુત્ર, પરીવાર રાજ્ય, ધન, માલ વીગેરે સર્વ નાશવંત છે, અને મુવા પછી એમાંનું કોઈ સાથે આવતું નથી અને રામ નામનો હીરો તો મુવા પછી પણુ સાથે આવે છે. અર્થાત હરીભક્ત અધોગતીએ નહી પામતાં ઉત્તમ ગતીને પામે છે.

ભક્ત બીજ પલટે નહી, જો જાય જુગ અનંત,
ઉંચ નીચ ઘેર અવતરે (પણુ) આખર ભક્તના ભક્ત.

ભકતજન ઉતરોત્તર ઉત્તમ ગતીને પામે છે, અને છેવટ મોક્ષ પામે છે. એ રામ નામનો હીરો શાન્તીના ઘરમાં રહે છે, અને તેનું રક્ષણુ કરવા સારૂ નમ્રતા દયા, ધર્મ, સંતોષ, વીવેક વીચાર આદી સદ્‌ગુણો રાખવા પડે છે, રામ નામના હીરાને કામ ક્રોધ, લોભ, મોહ, માયા લીગેરે લુંટારા લેઇ જાય છે, માટે તે લુટારાને પેસવા દેવા નહી. અર્થાત તે દુરગુણો તજી દેવા જોઇએ એટલે રામ નામનો હીરો. આપણી પાસે કાયમ રહેશે, અને છેવટ મોક્ષ મળશે.

## ઇશ્વરનો ઉપકાર,

આપણા ઉપર ઇશ્વરનો ઉપકાર કેટલો બધો છે તેનો વીચાર કરો કે પ્રથમ માતાના ગર્ભમાં રક્ષણ કરે છે, અને બાળકનો જન્મ થયા પછી બાળકની માતાના સ્તનમાં બાળકના સારૂ પય (ધાવણુ)

મુકે છે, અને બાળકને ખોરાકની જરૂર પડે તેટલી ઉમરનું થાય છે ત્યારે તેને ખોરાક ચાવવા સારૂ દાંત આપે છે, અને દીવસે દીવસે વૃદ્ધી પામે છે. આ કેટલી બધી ઇશ્વરની સંભાળ છે. વળી માણુસના સારૂ અનેક જાતના અનાજ તથા અનેક જાતના ફળ તથા મેવા આદી બનાવ્યાં છે, તથા અનેક જાતના શાક પાન આદી બનાવ્યાં છે. તથા વરશારૂતુમાં જોઇતો વરસાદ વરસાવે છે, તથા ઇશ્વર કૃપાથી ઝાડો પોતાની રૂતુ આવે સુંદીર અને મીઠાં ફળ આપે છે. તથા સુગંધીદાર વેલી ધોળાં, પીળાં, લાલ ગુલાબી વીગેરે નોખા નોખા રંગનાં આંખને આનંદ આપે તેવાં અને સુગંધીદાર ફુલ આપે છે. વળી શેરડીમાં ઇશ્વરે ગળપણ મુકેલું છે. વળી શ્રીફળમાં સુંદીર કોપરૂ તથા તેની અંદર ગળ્યું પાણી બનાવેલુ છે. આ કેટલી બધી ઇશ્વરની આપણા ઉપર કૃપા છે. માણુસની તો શું, પણ ઇશ્વર તમામ જીવ જંતુ, પશુ પક્ષી, વગેરે તમામની સંભાળ રાખે છે. તથા દરેકને પોતાને અનુકુળ પડતો ખોરાક આપે છે. વળી આપણને ઇશ્વરે ઉત્તમ મનુશાઅવતાર આપેલો છે, તેમજ બીજા પ્રાણીને એક એક વીષયનુ જ્ઞાન આપેલું છે અને આપણને સબ્દ, સ્પર્સ, રૂપ, રસ અને ગંધ એ પાંચે વીષયનું જ્ઞાન આપેલું છે. માટે તેનો બદલો વાળવા સારૂ સતકર્મ ધર્મદાન આદી કરવા તથા ફુરસદ વખતે ઇશ્વર ભજન સમરણુ યાદી કરવાં.



## ભજન.

ઓ રામરે રામ રામ રામા, શોભીત ઘનશામા,
અખંડ સુખધામા, કરો પુરણ કામા.ઓરામરે રામ રામ  રામા. ૧
ઓ રામરે ગોવીંદજી ગોપાળા, છો દીનજનના દયાળા;
તમે કીંકરના કૃપાળા, મોહનજી મોરલીવાળા.  ઓ રામરે. ૨
ઓ રામરે ગૌરક્ષક ગીરધારી, મુકંદ વર મોરારી,
છો ભક્ત જનના વાહારી, તમે દુષ્ટ તણા સંહારી.  ઓ રામરે. ૩.
ઓ રામરે સીતાજીનાં સ્વામી; ગોવીદજી ગરૂડાગામી;
અલખ અંતરજામી, અખંડ પદધામી.  ઓ રામરે ૪
ઓ રામરે અદ્વૈત પદ એકીલા, આ વીશ્વ તમારી લીલા;
રણછોડ છો રંગીલા, જુગ જુગના રહીલા.  ઓ રામરે. ૫
ઓ રામરે તાર્યા દાસો દાસી તમે સૌ તીરથ કાશી;
વીઠલ વૈકુંઠ વાસી, અકળ અવીનાશી.  ઓ રામરે. ૬
ઓ રામરે જુગજીવન જગ જાયા, આ અરપણ આતમ કાયા;
બહુ લાગી તમારી માયા, છોગાળા છેડા સાહામા. ઓ રામરે. ૭

---

હરી સ્મરણ, વરત, દાન, જપ, તપ આદી શુભ કર્મ વૈભવના સારૂ નહી કરવાં જોઇએ. પણ આજીવ છ શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, મમતા )થી ઘેરાએલો છે તેમાંથી છુટવા સારૂ શુભ કર્મ કરવાં જોઇએ. એ છ શત્રુઓથી જીવ છુટયો અને શાંન્તી આવી એટલે સ્વર્ગનો અધીકારી થાય છે, કોઈ કેહેશે કે શું: કોઇ ગાળ દેતો તે સહન કરવી હા! ગાળ દે તો પણ સહન કરવી

કારણ સામી આપણે એક ગાળ દઇએ તો સામો માણુસ બે ગાળો દે, અને એથી કલેશ વધે અને શાંન્તી રહે નહી. એ વીષે આપણે પતીવ્રતા અને સંખણી સ્ત્રીનો દાખલો જુઓ કે, કોઇ પતીવ્રતા સ્ત્રીની મશ્કરી કરશે તો તે સ્ત્રી કાંઈ પણ નહી બોલતાં શરમાઈ જશે, અને કોઇ સંખણી સ્ત્રીની મશ્કરી કરશે તો તે સ્ત્રી ગાળો દેશે, અને કલેશ કરશે, માટે ભગવાનના ભકતે તેના બોલવા સામુ નહી જોતાં શાંન્તી રાખવી. જુઓ કે કલ્પવૃક્ષને ફળ આવે છે ત્યારે તે ઝુકીને નમી જાય છે, વળી સાળ પાકે છે ત્યારે તે પણ ઝુકીને નમી જાય છે, તેમ જેના હૃદયમાં ભક્તી આવે છે તે પણ નમીને ઝુકી જાય છે. અને ક્રોધ લોભ આદી દુરગુણો તજી દઈ શાન્ત થાય છે, અને માયામાં આશક્ત થતો નથી. માયામાં ફસાએલા પુરૂષને કેવી સ્થીતી થાય છે તે સાંભળો.

## દ્રષ્ટાંત.

કોઇ એક બ્રાહ્મણ નદીના કીનારાની ભેખડ નજીક ઝાડે ફરવા ગયો, ત્યાં ભેખડમાં કાંઇ ધાતુના વાસણ જેવું માલમ પડયું તેથી તેણે પાસે જઇ તપાસ કર્યો તો તેને ધનની ભરેલી વટલોઈ માલમ પડી. તેણે તે વટલોઇ લેઇ લીધી અને તે વટલોઇ માટી વાળી હોવાથી નદીમાં ધોવા લાગ્યો, એવામાં તે નદીની ભેખડ તુટી પડી, તેવોજ તે બ્રાહ્મણ ત્યાંથી વટલોઇ મુકી દેઇ નાઠો. અને તે ધનની ભરેલી વટલોઇ ઉપર હજારો મણ માટી પડી તેથી તે વટલોઇનો પત્તો લાગ્યો નહી. તેથી તે બ્રાહ્મણ રડવા લાગ્યો. લોકો તેને પુછવા લાગ્યા કે ભાઇ તું શા માટે રડે છે, ત્યારે તે કહે કે ધોતાં ગઇ ધોતાં ગઇ, એજ પ્રમાણે જવાબ આપવા લાગ્યો, અંતે

ભ્રમીત થઇ ગયો. હવે તે ધનની વટલોઇમાં તેનું હતુંએ શું, અને તેનું ગયુંએ શું, અર્થાત કાંઈ નહી પણ ઇશ્વરની માયા એવી છે કે ઘડીમાં રંકનો રાજા અને રાજાનો રંક બનાવે છે. તરણનો મેરૂ અને મેરૂનો તરણ બનાવે છે. માટે ધન આદીની તૃષ્ણા રાખવી નહી, તેમ હરખ શોકને આધીન થવું નહી.

---

## હાલના કેટલાક ભકતો.

---

હાલમાં કેટલાક ભકતો સવારમાં નદીએ સ્નાન કરવા જવું, દેવસેવા કરવી, તથા ફક્ત કથા સાંભળવી (પણ તેનું મનન કરવું નહીં) તેનેજ ધર્મ માને છે, તથા સારા સારા ખોરાક બનાવી દેવને ધરાવવાને બહાને પોતેજ જમવા તથા મંદીરનો પ્રસાદ બીજાને નહીં આપતાં પોતેજ ખાવો, વસ્ત્રાદીક તથા દાગીના ફરનીચર વીગેરેનો વૈભવ વધારી પોતાનાજ કામે પૈસા વાપરી નાખવામાં વીચાર કરવો નહી તથા મકરશંક્રાતીની પરવણીના રોજ ફક્ત થોડી બાજરી બાફી ગાયોને ખવરાવવી તથા કોઇક ગાયોને બેચાર આનાની ઘાસ નાખેતો નાખે નહીનો બૈરાં બે પૈસાની શેર બશેર બાજરી ગાયોને ખવરાવી આવ્યાં તેથીજ ચાલે. બાકી ઘરમાં સારૂં સારૂં ખાવાનું, કાંતો દુધપાકપુરી, કાંતો સીખંડપુરી અગર પુરણપોરી તથા શાક, ભજીઆં વીગરે બનાવી ખાવાં તથા સારાં સારાં વસ્ત્ર પહેરવાં, તેમજ અમાવાસ્યા, પુર્ણમાશી તથા દવાદશી વીગરે પરવણીના રોજ પણ સારા સારા ખોરાક બનાવી દેવને નીમીતે પોતે જમવા તેનેજ ધર્મ માને છે, (પણ બીજાને આપવું એતો જેને પુર્વનાં સુકીત હોય તેનાથીજ

અને ) પણ એમ નથી સમજતા કે પરવણીનો દીવસ તે સારૂ સારૂં ખાવા પીવાનો છે કે પરમાર્થ કરવાનો છે; પોતાના ખાવા પીવામાં સેહજે બે રૂપીઆં વાપરી નાખે, પણ એક રૂપીઓ પરમાર્થમાં વપરાસે નહીં. ભક્તજનોએ ખાવા પીવાનો તથા ઓઢવા પહેરવાનો વૈભવ વધારવો જોઇએ કે કમી કરી પોતાના કમાએલા પૈસા બચાવી ધરમાદા કરવા જોઇએ ?

કોઇ સાધારણ સ્થિતીનો માણુસ પોતાના ખાવા પીવામાં કરકસર કરી બે પૈસા બચાવી ધરમાદા કરતો હસેતો તેને કેહસેકે આતો બહુજ કંજુસ છે એમ કહી તેની નીંદા કરશે, પણ એમ નથી જાણુતોકે ( ખા ગયાસો ખો ગયા ને દગે ગયા સો લે ગયા ) પોતે ખાધુ તેમાં તેં શું સારૂ કર્યું, અગર તેમાં શું સાર્થક કર્યું, તું તારો વહેવાર સાચવીશ તો તેં તારૂ કર્યું કહેવાય; અગર કાંઇ પરમાર્થ કર્યું હોય તો તે તારૂ સાર્થક કર્યું કહેવાય. માટે ખાધુ પીધુ અગર વૈભવ વધાર્યો તેમાં કાંઇ સારૂં કર્યું કહેવાય નહીં.

કેટલાક ભક્તો દેવ દરસન કરવાં તેનેજ ધર્મ માને છે અને કેટલાક ભક્તો હમેસાં દુરના મંદીરમાં દર્શન કરવા સારૂ બે ગાઉ દુર જાય છે, અને દરશન કરયા સારૂ દોડા દોડ કરે છે. ત્યારે સું નજીકના મંદીરમાં ભગવાનનાં દર્શન કરવાથી શું ફળ નથી મળતું ? અગર સું તેમાં દેવાતન નથી ? ના સર્વમાં ઇશ્વર છે. પણ આપણી ભાવના અને પ્રેમ જોઇએ. દુરના મંદીરમાં દરસન કરવામાં જેટલા વખત ગુમાવીએ તેટલોજ વખત જો પરમાર્થના કામમાં ગાળીએ તો સું પ્રભુ પ્રસન નથી થતા? અવસ્ય દયા અને પરોપકારથી પ્રભુ પ્રસન્ન થાય છે. વળી આચાર પ્રથમોધર્મ, આચાર છે તે પણ ધર્મ છે

પણ તેની સાથે વીચાર જોઇએ. હાલમાં કેટલાક ધર્મચુસ્ત માણસો જોટી આભડછેટ કેટલીક જગોએ વધારે ગણે છે, પણ તેની સાથે વીચાર નથી કરતા. કેટલાક માણસો ક્ષત્રી તથા વૈષ્ય જાતીને અડતાં પણ અભડાઇ જાય છે. પણ મીલોમાં તથા ચૌટામાં ઢેડની સાથે સ્પર્સાસ્પર્સ થવાથી અભડાતા નથી, તથા ઘણાખરાં દેખાદેખી આચાર પાળવાવાળાં બૈરાં ઝાડે ફરી આવેલા લુગડાંને અડતાં નથી, અને ઝાડે ફરી આવેલું લુગડું નગ્ન થઇ ને બદલે છે. હવે કોઈ માણસને ઝાડે ફરી આવીને લુગડું બદલવાનો અગર નાહાવાનો નીયમ ના હોય તેવા માણસને તેઓ અડે છે, અને તેમનું રાંધેલુ પણ તે ખાય છે. હવે આવાં ખોટા ધર્મચુસ્ત બૈરાં મંદીરના સાધુની નકલ કરવા જાય છે, એટલે નગ્ન થઇ જે લુગડાં બદલે છે, પણ ટાઢના વખતમાં બીજી વખત નાહાતાં નથી. હવે તે આચાર પાળવાનું શું પ્રયોજન રહ્યું ? હવે જો બરાબર આચાર પાળે અને ઝાડે ફરી આવેલાં લુગડાંને ના અડવું એમ ધારેતો ઝાડે ફરી આવીને તુરત પહેરેલાં લુગડાં સહીત નાહાવું જોઈએ. અને જે ઝાડે ફરી આવી નાહાતા ના હોય તેવાનો સ્પર્સ પણ કરવો ન જોઇએ. માટે આચારની સાથે વીચાર પણ રાખવો જોઇએ.

કેટલાક ભક્તો રામરામની ફક્ત માળા ફેરવવી તેનેજ ધર્મ માને છે, પણ દયા કે પરોપકાર તેમનામાં હોતો નથી. અને જ્ઞાન વીના એકલી ભક્તીથી મોક્ષ મલતા નથી. નરસીંહ મહેતાએ કહ્યું છે કે.

## રાગ પ્રભાત.

જ્યાંહાં લગી આત્માતત્વ ચીન્હો નહીં; ત્યાં લગી સાધના સર્વ જુડી, મનુષ દેહ તારો એળે ગયો, માવઠાની વૃષ્ટી જેમ વુડી. જ્યાં લગી.

શું થયું સ્નાન સેવાને પુંજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે. જ્યાં લગી.
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે;
શું થયું તીલકને તુળશી ધાર્યા થકી, શું થયું ગંગાજળ પાન પીધે જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રંગને રાગ જાણે;
શું થયું ખટ દરશન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.
એ પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરી બ્રહ્મ ના જોયો;
ભણે નરસઇયો કહે તત્વ દર્શન વીના, રત્નચીંતામણી જન્મ ખોયો. જ્યાં.

---

આત્મા ચીન્હો એટલે આત્માને જાણવો અર્થાત સર્વ જીવોમાં ઇશ્વર રહેલા છે, માટે સર્વ જીવોમાં ઈશ્વર ભાવના કરવી. અને સર્વના ઉપર દયા ભાવ રાખી પરોપકાર કરવો. તેનું નામજ આતમા ચીન્હો. કેટલાક ભકતો પોતાના ઓળખાણવાળાને દાન આપશે, અથવા કોઇ દીવસ બદલો વાળે તેવાને અગર પોતાનો કરેલો ગુણ માને તેવાને દાન આપશે પણ કોઈ ગરીબ ગરબાંને અગર ભુખ્યાને અપંગને કે આંધળા, લુલાને આપસે નહીં. દાન કરવું તે ભુખ્યાને કે, અપંગને ઘણું કરીને દાન કરવું. પીછાન વાળાને અગર બદલો વાળે તેવાને કે ગુણ માને તેવાને દાન કરવું તે દાન રજો ગુણી કહેવાય છે, માટે તેવા દાનથી મોક્ષ મળતો નથી.

આ લખાણનો ભાવાર્થ એવો નથી કે રામનામનીમાળા ન કરવી, રામનામ પણ ઉત્તમ છે, પણ ઇશ્વરમાં અંતરનો પ્રેમ, પ્રથમ બતાવ્યા પ્રમાણે રાખી એક ચીત્તે ભક્તિ કરવી, અને સર્વ જીવો ઉપર દયા રાખવી, જ્ઞાન વીના અને અંતરના પ્રેમ વીના ફક્ત

લુખી ભક્તીથી સ્વર્ગ મેળવી શકાતું નથી. ગીતા વીગેરેમાં ભક્તીને શ્રેષ્ટ કહી છે પણ તે રૂચી વચન છે; એટલે ઇશ્વરમાં અને જ્ઞાનમાં રૂચી થવા સારૂં કહેવું છે. કારણ ગીતા માહત્મમાં કહ્યું છે કે, ગીતાના અમુક પાઠ કરવાથી અમુક ગૌદાનનું ફળ મળે છે. તથા એક એક અધ્યાયનો પાઠ કરનારને અમુક ફળ મળે છે. અને હમેશાં પાઠ કરનારને મોક્ષ મળે છે. હવે ઘણા ખરા આખી ઉમ્મર ગીતાનો પાઠ કરતા કરતા મરણ પામ્યા, પણ એકલા પાઠથી મોક્ષ મળ્યો હોય એમ સંભવતું નથી. કારણ ગીતાના પાઠમાં વાંચી ગયા કે.

सम सत्रौ च मीत्रे च तथा माना पमानयो ।
सीतोष्ण सुख दुःखे सु सम संग विवर्जित ॥
तुल्य निंदा स्तुस्ती मौंनी संतुष्टो एन केन चीत ।
अनिकेतः स्थिर मति भक्ति मान्मे प्रीयोनर ॥

(આ શ્લોકની ટીકા આગળ ભક્તનાં લક્ષણમાં બતાવી છે) આવી રીતે ફક્ત શ્લોક વાંચી ગયા પણ તેનો ભાવાર્થ સમજ્યા નહીં, અને નમ્રતા આવી નહીં, તો તેથી શું સાર્થક થાય? ગંગાજીમાં સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પેહેરી ઘેર આવતાં વાટમાં કોઇ માણસ અડી જાય તો તેને ગાળો દે, અગર તેના ઉપર ક્રોધાયમાન થઇ કલેશ કરે તો તે ગીતાનો પાઠ કર્યાનું શું પ્રયોજન રહ્યું? આ લખાણનો ભાવાર્થ એવો નથી કે ગીતાના પાઠનું ફળ નથી! ગીતાના પાઠનું ફળ ગીતા મહાત્મમાં કહ્યા પ્રમાણે છે, પણ ગીતાનો પાઠ સમજીને કરવો અને શાંન્તી રાખી ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તવું.

દયા ધર્મકા મુળહે, પાપ મુળ અભીમાન;
તુળશી દયાના છોડીએ, જબ લગ ઘટમાં પ્રાણ.
જપ તપ તીરથ નીયમ, સઘળા કલ્પીત ધર્મ,
પરોપકાર કરો સદા, એજ ધર્મનો મર્મ.

દયા અને પરોપકાર એજ ઉત્તમ ધર્મ છે, અને જેનામાં દયા અને પરોપકાર છે તેજ પ્રેમી ભક્ત છે, અને તેજ હરીનો જન છે. અને દયા તથા પરોપકાર જેનામાં છે તેવા ગીતાના ભણનારને મોક્ષ મળે છે. માટે જ્ઞાન વીના એકલી ભક્તીથી મોક્ષ મળતો નથી.

## દાખલો તુમડીનો.

એક શેઠીઆને બે પુત્ર હતા. તે પુત્રને મુકીને શેઠ ગુજરી ગયા. બાદ કેટલીક મુદતે તે બે પુત્રોમાંથી નાના ભાઇએ પોતાના મોટા ભાઇને કહ્યું કે, આપણે યાત્રા કરવા જઇએ. અને આપણા પીતાના અસ્થી (ફુલ) ગંગાજીમાં પધરાવી આવીએ. મોટા ભાઇએ કહ્યુંકે, મારે યાત્રા કરવા જવાની મરજી નથી. હુંતો અહીં ઘેર બેઠે ઠાકોર સેવા તથા. ધર્મ દાન કરીશ અને જો તારે યાત્રા કરવા જવું હોય તો હું તને અડધું ખર્ચ આપુછું, માટે તું જા અને આપણાં પીતાનાં ફુલ (હાડકા) ગંગાજીમાં પધરાવજે. અને મારા તરફથી મારી આ તુંમડી આપુછું તે તુંમડીને તું તીરથે તીરથે નવરાવજે, અને તેમાં ગંગાજીનું જળ ભરી લાવજે. એ પ્રમાણે કહેવાથી નાના ભાઇએ પોતાના પીતાનાં અસ્થી ગંગાજીમાં પધરાવી ગયાજીમાં શરાદ્દ કર્યું. અને તુંમડીને તીરથે તીરથે નવરાવી અને છેવટ તેમાં ગંગાજીનું જળ ભરી લેઈ તીરથ કરી ઘેર આવ્યો. અને પોતાના ભાઇને મળ્યો, અને જળ ભરી લાવેલી તુંમડી પોતાના ભાઇને આપી અને કહ્યું કે

આ તમારી તુંમડીને બધા તીરથોમાં નવરાવી તેમાં ગંગાજીનું જળ ભરી લાવ્યો છું. એમ કહેવાથી મોટા ભાઇએ તે તુંમડી લેઈ તેમાંનું જળ પીધું તો તે જળ કડવું ઝેર જેવું લાગ્યું. કારણ કડવી તુંમડીનાં તુંમડા કડવાં હોય છે. અને તે બરાબર ધોઇ સાફ કર્યા વગરની તુંમડી એટલે કડવીજ હોય. હવે મોટા ભાઇએ પુછ્યું કે, આ તુંમડીને તીરથમાં નવરાવી છે કે નહી; નાના ભાઇએ કહ્યુ કે બધા તીરથોમાં તુંમડીને નવરાવી છે. મોટા ભાઇએ કહ્યું કે, આ તુમડીને તીરથમાં નવરાવી છે છતાં, તેની કડવાસ તો ગઇ નહીં, ત્યારે તેને તીરથમાં નવરાવ્યાનું શું પ્રયોજન? એમ કહી ગંગાજીનું પાણી ઢોળી દીધું. અને તેમાં બીજુ પાણી ભરી માંહી કાંકરા નાંખી ખુબ ધોઈ, અને પછી તેમાં ચોખું પાણી ભરી તે પાણી પીધું તો તેમાં કડવાસ બીલકુલ માલમ પડી નહી. આ ઉપરથી સમજવાનું એટલુંજ કે તીરથ યાત્રા આદી શુભ કર્મ કરો પણ કામ ક્રોધ લોભ આદી કડવાસ (દુરગુણો) ગયા નહી અને નમૃતા તથા ભક્તી આવી નહી, તો તે તીરથ યાત્રા કર્યાનું શું પ્રયોજન રહ્યું. માટે તીરથ યાત્રા કરો અને દુરગુણો તજી દઈ સદગુણો ગૃહણ કરો.

---

## ધર્મ એટલે શું ?

ધર્મ એટલે શું ? તીરથ, યાત્રા, વરતદાન આદીએ ધર્મ કહેવાય ? ના, એ ધર્મ નહી પણ ધર્મ પ્રાપ્ત કરવાનાં સાધન છે ત્યારે ધર્મ એટલે શું ? અહીંસા પ્રથમો ધર્મ હીંસા રહીત કર્મ કરવું તેનું નામજ ધર્મ છે. હીંસા રહીત એટલે મન, વાણી અને શરીરથી કોઇને દુઃખ, ભય તથા શોક તથા દીલગીરી ન થાય

તેવી રીતે વરતવું તેનું નામ અહીંસા વળી દયા અને પરોપકાર એ પણ ધર્મ છે. દયા અને પરોપકાર ઉત્પન્ન થવા સારૂ, અને નમૃતા અને શાંન્તી આવવા સારૂ તીરથ, યાત્રા, વરત વીગેરે કરવાનાં છેઃ માટે વરત, તીરથ, યાત્રા આદી સુભ કર્મ કરવાં, તેની સાથે સર્વ પ્રાણી ઉપર દયા રાખવી. અને પરોપકાર કરવો. પોતે સારૂ સારૂ ભોજન બનાવી જમે, અને નીરધન ભુખે મરે તેની દરકાર કરે નહી, તથા તેને ખાવાનું પણ આપે નહી, અને તીરથ યાત્રા, વરત આદી કરે તે શું ધર્મ કહેવાય? ના ભુખ્યાને અનદાન આપવું એ ઉત્તમ દાન છે. અને સર્વ પ્રાણી માત્રમાં ઈશ્વર છે, એવી ભાવના રાખવી એ ધર્મ છે. વળી સંતોષ એ ધર્મ છે. અર્થાત લોભ રાખતો નહી. પૈસા મેળવવા જાદે લોભ રાખવો નહી. લોભ એ પાપનું મુળ છે, નીતીથી ધન પેદા કરવું. તેમાં લુપત રાખવી નહી. આપણુ પેદા કરેલુ ધન આપણું નથી. આપણે ખાઈએ અને સુભ કામે વાપરીએ તેટલુંજ આપણુ છે. આપણી આ ઘરમાંથી બદલી થશે, અર્થાત પ્રાણ ચાલ્યા જશે, ત્યારે સરીર ઉપરનાં લુગડાં તથા દાગીના ખેચી લેશે. માટે ધનનો જાદે સંગ્રહ નહી કરતાં ગરીબ ગરબાનાં ઉપયોગમાં આવે તેવો રસ્તો યોજવો વળી. सत्यं प्रीय नहि अप्रीयं सत्यं સત્ય અને પ્રીય લાગે તેવું વચન બોલવું એ પણ ધર્મ છે. અપ્રીય લાગે તેવું સત્ય બોલવુ એ પણ લાયક નથી. કેમકે, કાંણાને કહીએ કે ઓ કાંણા! બાડાને કહીએ કે ઓ બાડા! દારૂડીઆને કહીએ કે ઓ દારૂડીઆ અગર ગાંજો પીનારૂને કહીએકે ઓ ગંજેરી, આવી રીતે બોલીએ અગર દુરવ્યસનવાળાને ધીકારીએ એ વાસ્તવીક કહેવાય નહી. માટે તેવી રીતે નહી બોલતાં શાન્તીથી તેને સમજાવીને કહીએક ભાઈ આવા ખોટા વ્યસન કરવાથી શરીરની તથા મનની

ખરાબી થાય છે. માટે ભાઈ વીચાર કરીને આ ખોટુ વ્યસન છોડી દે. આવી રીતે સમજાવીને કહેવુ જોઇએ.

આ કળીયુગમાં સત્યનારાયણનો મહીમા વધારે છે. હવે આપણે સત્યનારાયણનુ વરત કરીએ, તથા સત્યનારાયણની મુરતીની પુજા કરીએ, અને અસત બોલીએ એટલે પ્રત્યક્ષ સત્યને લાત મારીએ, અને મુરતીને પુજીએ તો તેથી પ્રભુ સત્યનારાયણ કેટલા પ્રસન્ન થાય? અર્થાતનાજ થાય. માટે પ્રતક્ષ સત્યની પુજા કરો. અર્થાત અસત બોલવુ છોડી દઇ સત્ય બોલો. **सत्यमेवजयते** જ્યાં સત્ય છે ત્યાંજ જય છે. અને ત્યાંજ લક્ષ્મી સહીત પ્રભુનો વાસ છે. માટે સત્ય બોલો. આગળના યુગમાં રાજા હરીચંદ્ર તથા તારાદે રાંણી અને રોહીદાસ કુમારે સત્યને માટે કેટલુંં બધું દુઃખ વેઠયું હતુ, એ સૌ કોઈના જાણવામાં હસે એવી રીતે દુઃખ વેઠીને પણ સત્ય પાળ્યું હતું તો તેમને ઇશ્વરે પ્રત્યક્ષ દર્શન આપી તેમનાં સર્વ દુઃખ કાપી નાખ્યાં હતાં. અને તેમનો યસ આજે પણ બધી દુનીઆમાં ફેલાઇ રહ્યો છે. વલી દસરથ રાજાએ પોતાની સ્ત્રી કેકૈને યુધમાં વચન આપ્યું હતુ કે, તું જે માગીસ તે આપીસ. તેથી તેણે, રામચંદ્ર વનમાં જાય અને મારા ભરત અને સત્રુઘન રાજ્ય કરે, એ પ્રમાણે વચન માગવાથી રાજા ઘણા દીલગીર થઈ રાણીને કહ્યું કે, તે સીવાય બીજુ કાંઇ માગ. રાણી કહે કે તમે મને વચન આપ્યુ છે તો મારા માગ્યા પ્રમાણે રામચંદ્રને વનમાં મોકલો, અને મારા પુત્રોને રાજ્ય આપો. આ પ્રમાણે ફરીથી પણ કેહેવાથી રાજા મુરછીત થયા. અને રામ-ચંદ્રજીએ તે વાત જાણવાથી વનમાં ગયા. અને છેવટ રાજા દસરથે પુત્ર વીયોગે પ્રાણ ત્યાગ કર્યા. પણ પોતાનુ વચન ઓલંઘી રાણીને ના કહી શકયા નહી.

રાજા દસરથ શું કાંઇ પુરૂષાર્થે રહીત હતા કે પોતે સ્ત્રી વસ હતા ? ના, તે સ્ત્રી વસ નોહોતા. તેમ તે તેજસ્વી અને સુરવીર હતા. પણ પોતાનું સત્ય પાળવા એટલે જે વચન બોલેલું તે વચન વ્યર્થ ન જવા દેવું, એમ ધારી તે રાણીને કાંઇ કહી શકયા નહી. અને પોતાના પ્રાણુ વાહાલા નહી કરતાં સત્ય ધર્મ પાળતા હતા. માટે સર્વ હરીજનોએ અસત કાઢી નાખી સત્ય બોલવું.

ધર્મ રાજા સેહેજ જુઠું બોલ્યા હતા કે (નરોવા કુંજરો) યુદ્ધમાં અસ્વસ્થામાં મરાયાનું સાંભળ્યું. અસ્વસ્થામા નામનો હાથી મરાયો હતો તે રાજા ધર્મ જાણુતા હતા. પણ પોતાના ભાઇઓના યુદ્ધમાં પ્રાણુ બચાવવાના હેતુથી તેમણે કહ્યું કે, અસ્વસ્થામા નર મરાયો કે કુંજર (હાથી) મરાયો તે જાણુતો નથી ફક્ત આટલું જુઠું બોલવાથી ધર્મીષ્ટ હતા તો પણ તેમને થોડી મુદત નરક ભોગવવું પડયું હતું. માટે જુઠું બોલવું એ બહુજ પાપ છે.

---

## સનાતન ધર્મ.

ધર્મ તે શું ? રામનંદી, રાધાવલભી, સ્વામીનારાયણુનો, બીજ મારગી, કબીર પંથી જૈન વીગેરે એ ધર્મ કેહેવાય ? ના એ ધર્મ ના કેહેવાય પણ ધર્મનો ઉપદેશ આપવાના પંથ (રસ્તા) કેહેવાય. સનાતન એટલે આગળ આવા અનેક પંથ નોહોતા. હાલમાં ઘણા પંથ થયા છે. અને તેથી કરીને ઘણા મત ભેદ થાય છે. કેટલાક એક બીજાના ધર્મની નીંદા પણ કરે છે. આથી ખરો ધર્મ શું છે, તે બરાબર સમજવામાં આવતુ નથી પ્રથમ સનાતન ધર્મ બે હતા. એક સીવ અને બીજો વીષ્ણુ (રામાનંદી) નો ધર્મ હતો. શીવ અને

વીષ્ણુ એકજ રૂપ છે. અને તે એકજ રૂપ છે એમ જણાવવા સારૂ શીવ ધર્મવાળા વીષ્ણુના અર્ધ ચક્રનું કપાળે તીલક કરે છે. અને વીષ્ણુ ધર્મવાળા (રામાનંદી) સીવના ત્રીસુરનું કપાળે તીલક કરે છે.

જુદા જુદા ધર્મ (પંથ) વાળા કોઇ રાધા કૃષ્ણ કહે છે. કોઇ જે શ્રીકૃષ્ણ કહે છે. કોઇ જે સ્વામીનારાયણ કહે છે. કોઈ જે અંબે કોઇ જેગોપાળ આદી કહે છે. પણ છેવટ વાંસડે ચડીને સ્વધામમાં જાય છે, ત્યારે કોઇ જેગોપાળ, જે સ્વામી નારાયણ કે જેઅંબે એમ કહેતા નથી. તે વખતે તો રામ બોલો ભાઈ રામ. એ પ્રમાણેજ બધા પંથ (ધર્મ) વાળા બોલે છે. વળી વૃજ વાંસી (ગોકુળ મથુરાં તરફના) લોકો કૃષ્ણના ઉપાસક છે, છતાં છેવટ તેઓ પણ રામનામ સત્ય છે. રામનામ સત્ય છે. એમ બોલતા સમસાન ભોમીમાં લેઇ જાય છે. માટે રામનામ ઉત્તમ છે. અને રામાનંદી જે ધર્મ કહેવાય છે, તે સનાતન ધર્મ છે.

## ચાર પ્રકારના મનુષ્ય.

આ દુનીઆમાં ચાર પ્રકારના મનુષ્ય છે. એક તો પામર એટલે પશુ જેવા. જેમ પશુ એટલે ગાયો, ભેંસો, બળદ આદી, સવારમાં મળ મુત્ર તજે છે. અને પછી ઘાસ ખાય છે. બળદ હોય તો હળમાં કે કોસમાં જોડાય છે. અને બપોરે ઘાસ ખાવા છુટે છે. તે ઘાસ ખાઇ રહે એટલે પાછા હળમાં કે કોસમાં જોડાય છે. તે સાંજે છુટે છે. અને રાત્રે ઘાસ ખાઈ વીશ્રાંતી લે છે. વળી બીજે દીવસે પણ આગલા દીવસની પેઠે હળમાં કે કોશમાં જોડાય છે. અને ઘાસ ખાવા છુટે છે. તેવીજ રીતે પામર એટલે પશુ જેવા જે મનુષ્ય હોય છે, તે સવારે દીવસ ઉગતાં ઉઠી મળમુત્ર તજે છે, અને

નાહ્યા ધોયા વગર તથા પાઠ સેવા કર્યાં સીવાય, પોતાના ધંધે વળગે છે. અને અગીઆર વાગે ધંધાથી છુટી પશુની પેઠે ખાઇ લે છે અને પાછો ધંધે વળગે છે. તે સાંજે છુટે છે. અને સાંજે ખાઈ રાત્રે સુઇ રહે છે. અને બીજે દીવસે પણ આગલા દીવસની પેઠે નાહ્યા ધોયા વગર ધંધે વળગે છે અને પશુની પેઠે ફક્ત ખાવા સારૂં છુટે છે. આવી રીતે પશુની માફક આખી ઉમર જતી રહે છે. પણ દેવ સેવા, પાઠ પુજા અગર ધર્મદાન આદી શુભ કર્મ કરતા નથી. અને છેવટ અધોગતીને પામે છે.

### ભજન.

પામર તે પ્રાણી વીસાર્યાં વનમાળી. પામર. ટેક

માયામાં મનડું મોહ્યું, પ્રભુમાં ચીત્તના પ્રોવ્યું રે. પામર.

જીવલડા તુતો ઉંધે મસ્તક નવ મહીના ઝુલ્યો;
તે દાહાડા કયાં ભુલ્યોરે. પામર પાણી.

જીવલડા તુતો જઠરા અગ્નીમાં ખાતો ગોથાં;
તું પુછાવી જોને પોથાંરે. પામર પ્રાણી.

જીવડલા તારી જનેતા ખાટુ ખારૂ તીખુ ખાતી;
તેની પીડા તુજ જે થાતી રે. પામર પાણી.

---

બીજા વીસઇ પુરૂષ હોય છે. વીસઈ પુરૂષ પાઠ પુજા હરી સમરણ આદી શુભ કર્મ કરતા નથી, અને સવારે સાત વાગે ઉઠી દાતણ પાણી કરી કાંતો બેઠા બેઠા હુકો પીસે. અગર હોટલમાં જઇ ચા પીશે. અગર સોડા લીમરેટ પીસે. કે ભજીઆં આદી લેઇને

આશે. વળી માથે વાળના ગુચ્છા રાખી સ્ત્રીની પેઠે પટીઆં પાડશે. અને તેલ અત્તર આદી લગાવશે. અને સારા સારા ખોરાક બનાવ-રાવી જમશે. તથા સારાં સારાં લુગડાં આદી પેહેરી રોફ મારશે. અને મનમાં જાણશે કે મારા જેવો બીજો કાઇજ નથી તથા ધર્મ-દાન આદી શુભ કર્મમાં નીષ્ટા હોતી નથી. આવી રીતે વીસઇ પુરૂષ વરતે છે. અને તેઓ પણ શુભ કર્મ તજવાથી અધોગતીને પામે છે. તીજા મુમુક્ષુ એટલે જ્ઞાનની ઈચ્છાવાળા હોય છે. તે પાઠ પુજા, સેવા, હરી સમરણ તથા ધર્મદાન સત સમાગમ વીગેરે શુભ કર્મ કરે છે અને તેઓ ઉત્તરોત્તર ઉત્તમ ગતીને પામે છે.

ચોથા જ્ઞાની પુરૂષ તો કાઇકજ હોય છે. જ્ઞાની પુરૂષ ને કાંઇ કર્મ કરવાની જરૂર નથી. જ્ઞાની પુરૂષને માન અપમાન હોતાં નથી તથા શત્રુ અને મીત્ર સમાન હોય છે. તથા સુખ દુઃખને પણ સમાન ગણે છે તેમજ હર્ષ શોક હોતા નથી તથા લાભ હાનીને પણ સમાન ગણે છે. આવા પુરૂષો મોક્ષના અધીકારી છે.

## સંસાર સાપ રૂપ છે.

અનેજીવ નોળીઆ રૂપ છે. સાપ અને નોળીઆને વીરૂદ્ધતા હોય છે. અને તેઓ લડે છે, તેમ સંસારને અને જીવને વીરૂદ્ધતા છે. જીવ ઈશ્વરના સ્વરૂપ તરફ ખેંચાય છે. અને સંસાર છે તે જીવને અધોગતી આપનાર માયા તરફ ખેંચે છે. હવે જેમ સાપ અને નોળીઓ લઢે છે, અને લડતાં લડતાં નોળીઆને ઝેર ચડે છે, ત્યારે સાપનાથી છુટી જઇને જડીબુંટી સુંઘી આવે છે. અને જડીબુંટીથી ખબરદાર થઇને સાપ જોડે લડે છે, અને જડીબુંટીના પ્રતાપથી સાપને છેવટ મારી નાંખે છે. તેજ પ્રમાણે જીવ આ સંસારની

માયામાં ફસાવાથી સંસારના વીકાર કામ, ક્રોધ, લોભ આદી નડે છે. ત્યારે જો જીવ સતસમાગમ તથા હરી સમરણ આદી સતકર્મ કરવા રૂપી જડીબુંટી વખતો વખત સુંધી આવી સંસારમાં રહેતો સંસારની માયામાં લુબ્ધ થતો નથી. અર્થાત સંસાર મરી જાય છે. અને તેથી ઉત્તમ ગતીને પામે છે. માટે હરી સમરણ, ધર્મ દાન તથા સત સમાગમ હમેશાં કરવો.

---

## મોક્ષના ચાર પ્રકારના રસ્તા.

જ્ઞાન, વીજ્ઞાન, યોગ અને ભક્તિ આચાર, પ્રકારથી મોક્ષ મળે છે. જ્ઞાન, વીજ્ઞાન અને યોગ એ આગળ સતયુગમાં હતા. હાલમાં નથી. કારણ હાલમાં કોઇનાથી સમાધી ચડાવવી આદી યોગ બની સકે તેમ નથી. વલી સત યુગમાં જડ ભરત તથા જનક વૈદેહી આદી જ્ઞાની પુરૂષો હતા. જેવા જ્ઞાની બીજા કોઇ સાંભળવામાં આવ્યા નથી. અને હવે પછી તેવા જ્ઞાની થાય તેવું સંભવતું નથી. માટે તે હાલમાં આપણાથી બની સકે તેમ નથી. માટે આ કળીયુગમાં તો ભક્તીજ કરવી અને ભકતીનો રસ્તો સહેલો અને ઉત્તમ છે. જ્ઞાન વીજ્ઞાન અને યોગ એ મરદ છે. અને ભકતી સ્ત્રી રૂપે છે. મરદને કોઇના આશ્રયની જરૂર પડતી નથી. તે પોતાનાજ બળથી જીતે છે. સ્ત્રી અબળા છે, અંર્થાત બળ વગરની છે. તે પોતાના ધણીના બળથી જીતે છે. ભકતી ઇશ્વરની સ્ત્રી છે, અને ભગવાનને બહુ વાહલી છે. બીજી ભગવાનની સ્ત્રી માયા છે, તે અણવાહલી છે. હવે આપણે બળહીણ એટલે અબળા જેવા છીએ. કારણ આપણાથી જ્ઞાન, યોગ આદી બની સકે તેમ નથી. માટે આપણે

સાથે ધણી કરવો જોઇએ. અર્થાત ઇશ્વરને સરણે જવા રૂપી ભક્તી અને નમૃતા ગૃહણ કરવી જોઇએ, તેથી પ્રભુ આપણા ઉપર પ્રસન થઇ ઉત્તમ ગતીને આપસે.

---

## પતીવ્રૃતા સ્ત્રીના ધર્મ.

સ્ત્રીએ પોતાના પતીની ખરા પ્રેમથી સેવા કરવી, અને પતીની મરજી પ્રમાણે વરતવુ. એજ સ્ત્રીનો પર્મ ધર્મ છે. પતાની મરજી વીરૂધ ધર્મ, દાન, વરત, દેવ દરસન વીગેરે કાંઇ કરવાની જરૂર નથી. પતી સેવામાંજ વરત. ધરમ, દાન વીગેરે આવી જાય છે. વળી શાસ્ત્રોક્ત રીતે પતીના શુભ કર્મો, ધર્મ, દાન, વરત આદીમાંથી અડધો ભાગ સ્ત્રીને મળે છે. વળી લોકાચાર પ્રમાણે આ લોકમાં તેના માન આબરૂમાંથી ભાગ મળે છે. માટે પતીને કોઇ વાતમાં હલકો ન પાડતાં તેનો માનમરતબો વધે તેવી રીતે વર્તવુ, અને સુદ્ધ મનથી પતીની આજ્ઞા ઉઠાવવી. સ્ત્રીએ પ્રાતઃસમએ પતીના પેહેલાં ઉઠવું, અને રાત્રે પતીના સયન કર્યા પછી સુઇ રેહેવુ. અને પતીને જમાડીને હમેશાં જમવુ. પતી ગમેતો લુલો હોય, લંગડો હોય, કાણો હોંય, બાડો કે કુરૂપ હોય અગર ગમેતો મુરખ હોય તથા. જોઇતી ચીજ લાવી આપતો હોયકે લાવી ના આપતો હોય તથા તે વીવેકી હોય કે વીવેક રહીત હોય તથા. પત્ની પ્રત્યના ધર્મ પ્રમાણે વરતતો હોય કે બરાબર ના વરતતો હોય તોપણ, તેને પરમેશ્વર તુલ્ય ગણી ખરા પ્રેમથી સેવા કરવી જોઇએ. અને મન, વચન તથા કર્મથી તેના હીતમાં તત્પર રેહેવુ જોઇએ. પતીની સુદ્ધ મનથી સેવા કરનાર સ્ત્રીની સેવા પ્રભુ પોતે માની લે છે. વલી સ્ત્રી અર્ધાંગના કહેવાય છે, એટલે પુરૂષ અને સ્ત્રીનુ જોડુ બને ત્યારે આખુ અંગ કેહેવાય છે. માટે સ્ત્રીએ

પુરૂસને મીત્રની માફક મદદગાર થવુ જોઇએ અને પતીને પ્રસન્ન રાખવા સારૂ પતી ઉપર સદા પ્રેમ ભાવ પ્રશન મુખથી રાખવો જોઇએ.

આ ભુમંડળમાં સ્ત્રીને પુરૂષના જેવો બીજો કોઇ પણ પરમ પ્રીય મીત્ર નથી. પતી એ પત્નીનું પરમ દૈવત છે અને ગુપ્ત ધન છે, તથા તેના વડેજ વૈભવ ભોગવે છે, તથા તેના વડેજ સોભાગ્ય અખંડ રહે છે, અને તેના વડેજ સણગાર સોભે છે, તથા તેના વડેજ માન આબરૂ છે, ટુકાંમા તેના વડેજ સર્વ સુખ ભોગવે છે. માટે તેને પોતાના હૈયાનો હાર, આંખની કીકી તથા મસ્તકનો મણી માની શ્રદ્ધાથી સેવા કરવી, અને તેને પસંદ પડે તેવી રીતે વરતવું. તેથી આ લોકમાં સુખ ભોગવી પર લોકમાં ઉત્તમ ગતીને પામશે. પતીની શક્તિ ઉપરાંત સારાં સારાં લુગડાં તથા. દાગીના વીગેરે માગી તેને વારંવાર પજવવાથી અખંડ પ્રેમ રેહેતો નથી. માટે તેની શક્તિ પ્રમાણે જે કાંઇ વસ્ત્ર દાગીના લાવી આપે તેથી સંતોષ માનવો અને સંતોષ એ સર્વનો ઉત્તમ ધર્મ છે. વળી સેવા પુર્ણ ભાવથી નહી કરતાં, ફક્ત પતીના હાથ પગ ધોઇ તેનું જળ પાન કરવાર કે, પતીનું જુઠણ ભોજન કરનાર સ્ત્રી પતીવૃતા કહેવાતી નથી. પણ પતીમાં પ્રેમ રાખી સેવા કરનાર સ્ત્રી પતીવૃતા કહેવાય છે.

કેટલીક દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતી પોતાના કહેવા પ્રમાણે વરતે, એવા હેતુથી તેને વસ કરવાને સારૂ ઢોંગી, જોગી જતી, વેરાગી કે ભુવા પાસેથી દોરા ચીઠ્ઠી કે ભસ્મ મંતરાવી; લેઇ જઇ તેના કેહેવા પ્રમાણે ઉપીયોગ કરે છે. આથી કાંઇ લાભ નહી થતાં અનેક પ્રકારના અનર્થ થાય છે. અને (લેને ગઇ પુત ઓર ખોઇ

આવી ખસમ) એમ કહેતા પતીને ખવરાવવાથી દુઃખદાઇ બનાવ બને છે. અને કદાપી પતીના જાણુવામાં તે વાત આવે તો, તેના ઉપર સદા અભાવ રાખે છે. કે તેનો ત્યાગ કરે છે. માટે તેવા ખોટા ઉપાયો નહી કરતાં વસીકરણુની ખરી વીદ્યા એજ છે કે, ખરા પ્રેમથી પતીની સેવા કરવી, અને તેની આજ્ઞા ઉઠાવવી, તથા તેની ઇચ્છા પ્રમાણે વર્તવું. પતીનું મંગળ ઇચ્છનાર, નીરંતર આજ્ઞા પાળનાર અને તેના સુખ દુઃખમાં ભાગ લેનાર અને આપત્તીમાં મદદ કરનાર સ્ત્રી પતીવૃતા કેહેવાય છે.

પતીવૃતાના પ્રભાવથી આગળના યુગોમાં પ્રભુને પણુ પતીવૃતા સ્ત્રીઓએ વસ કર્યા છે. જેવી કે સતીદ્રુપતી, સાવીત્રી, દમયંતી, સીતા, લોપા મુદ્રાઆદી આગળ અનેક થઈ ગઇ જેની આજે પણુ પ્રખ્યાતી છે. સતીદ્રુપતીને સભામાં નવસે નવાણુ ચીર પ્રભુએ પુર્યા હતાં. સતી સાવીત્રીના મરણુ પામેલા પતીને સજીવન કર્યા હતા. દમયંતીને પોતાના પતી નળ રાજાએ તેના ઉપર ખોટો આરોપ મુકી, વનમાં રખડતી મુકી હતી. તે તેની માસીના ઘેર કેટલીક મુદત રહી, ત્યાં પોતાની માસીની દીકરીના હારની ચોરી કર્યાનું તોહોમત તેના ઉપર મુકી તેની માસીએ હેરાન કરવા માંડી, ત્યારે તેણે કંટાળીને કહ્યું કે હે પ્રભુ મેં જો પતીવૃતા ધર્મ બરાબર પાળ્યો હોય તો આ હાર જડજો, અને હારનો લેનારો ફાટી પડજો. એમ કેહેતાં વાંતજ કળીયુગ ઘરના ટોલ્લામાં હાર લેઇ પેઠો હતો તે ટોલ્લો ફાટયો, અને તેમાંથી હાર પડયો, અને કળીયુગ ત્યાંથી નાસી ગયો. આવી રીતે ઘણી પતીવૃતા સ્ત્રીઓને પ્રભુએ મદદ કરી છે. એ સર્વ કોઈના જાણુવામાં હશે. માટે સ્ત્રીને પતી સેવા એજ ઉત્તમ ધર્મ છે.

જેમ સ્ત્રીએ પતીવૃતા ધર્મ પાળવા જોઇએ, તેમજ પુરૂષે પણ સ્ત્રી પ્રત્યે પત્નીવૃતા ધર્મ પાળવા જોઇએ. અને તેના ઉપર સદા દયાભાવ રાખવો, અને પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્ર, દાગીના આદી કરાવી આપી તેનુ મન બનતાં સુધી સંતોષ રાખવું. એ સ્ત્રી પ્રત્યે પુરૂષના ધર્મ છે. વળી પુરૂષે સ્ત્રી, પુત્ર આદીનું દુઃખ વેઠીને પણ પોષણ કરવું જોઇએ. દુનીઆનાં કઠણ કામ પુરૂષે કરવાનાં છે. અને શુંકોમળ કામ સ્ત્રીને કરવાનાં છે. વળી પુરૂષનો અવતાર સ્ત્રીના સુખના સારૂજ છે. માટે પુરૂષે સ્ત્રીને દુઃખ નહી દેતાં, સંતોષ રાખવી આ પ્રમાણે સ્ત્રી પુરૂષના ધર્મ છે. તે ના પાળે તો તેને સ્વર્ગનો અધીકાર નથી.

---

## બ્રહ્મચારીના ધર્મ.

બ્રાહ્મણ; ક્ષત્રી અને વૈસ વર્ણોમાં જન્મેલા પુરૂષે યજ્ઞો પવીત સંસ્કાર થયા પછી જીતેંદ્રીયપણાથી ગુરૂને ઘેર રેહેવુ, અને વેદ ભણવા તથા તેના અર્થનો વીચાર કરવો. અને કટી મેખળા, મૃગ ચર્મ, દંડ, જપ કરવાની માળા, જનોઈ અને કમાંડલુ એટલાં રાખવાં. તૈલાદીક નહી રાખવાં કેસની જટા બનાવવી. આસન રંગવુ નહી. દર્ભ ધારણ કરવો. સ્નાન, ભોજન અને મળ મુત્રનો ત્યાગ કરતી વખતે મૌન રેહેવુ. નખ ઉતારવા નહી, કાખ અને ઉપસ્થના વાળ કાઢવા નહી ગૃહસ્થ શીવાય બીજા આશ્રમવાળાએ કદી વીર્યખલીત કરવું નહી, કદાપી જો પોતાની મેળે ખલીત થઇ જાય તો જળમાં સ્નાન કરી, પ્રાણાયામ કરી, ગાયત્રીનો મંત્ર જપવો. સાવધાન અને પવીત્ર રહીને અગ્ની, આચાર્ય. સુર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃધ અને

દેવતાઓની ઉપાસના કરવી. મૈન્ય રાખીને જપ અને સંધ્યા કરવી. ગુરૂને ઇશ્વરરૂપ જાણવા. પ્રાતઃકાળ અને સાયંકાળે ભીક્ષા તથા બીજું જે કાંઇ મળ્યું હોય તે લાવીને ગુરૂને નીવેદન કરવું, અને ગુરૂ આજ્ઞા આપે તો જીતેન્દ્રીયપણાથી તે વસ્તુનો ઉપયોગ કરવો. ગુરૂની દાસની પેઠે સેવા કરવી. ગુરૂના સુતા પછી સુઈ જવું, અને ગુરૂ થાકી ગયા હોય તો, તેમના પગ ચાંપવા આદી સેવા કરવી તથા ગુરૂ બેઠા હોય ત્યારે હાથ જોડીને તેમની આજ્ઞાની રાહ જોતાં પાસે બેસી રહેવું. આ પ્રમાણે વીદ્યા ભણી રહેતાં સુધી ભોગનો ત્યાગ કરી અખંડીત નીયમ રાખી ગુરૂને ઘેર રહી બ્રહ્મચર્ય પાળવું. પુર્ણ વીદ્યા ભણી રહ્યા પછી ગુરૂની આજ્ઞા લઇ પોતાના ઘેર આવી ગૃહસ્થાશ્રમ ચલાવવો.

## ગૃહસ્થાશ્રમના ધર્મ.

બ્રહ્મચારી, વાન પ્રહસ્થ અને સંન્યાસી એ ત્રણેના નીરવાહનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર રહેલો છે, માટે ત્રણે આશ્રવાળાનું તથા અતીથીનું યથા શક્તિ પોશણ કરવું. પ્રથમ પોતાનાં બૈરાં, છોકરાં આદીનું પોસણ કરવું. તે પછી પોતાના કુટુંબનુ પોસણ કરવું જોઇએ ત્યારબાદ અતીથી આદીનું પોસણ કરવું. જો ગરીબ સ્થીતી વાળા હોય તો તેણે વધારે નહીતો, એક દસાંઉસ ભાગ અન આદીમાંથી કાઢી અતીથીને આપવો, અને બારણે આવેલા અભ્યાગતને તદન પાછો નીરાશ નહી કાઢવો જોઇએ. ગૃહસ્થાશ્રમીને ખાંડવામાં, દળવા-માં, ચુલામાં, વાસીદામાં તથા પાણી ભરવા આદીમાં પાંચ હીંસા લાગે છે, તેથી તે સ્વર્ગ મેળવી સકતો નથી, માટે એ પાંચ હીંસાથી

મુક્ત થવા સારૂ પંચ યજ્ઞ કરવા જોઇએ. એવું શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે. એ પંચ યજ્ઞનાં નામ. બ્રહ્મયજ્ઞ એટલે પાઠપુજા, દેવ-સેવા આદી કરવાં. તે બીજો દેવયજ્ઞ એટલે અગ્નીમાં વીધી પ્રમાણે હોમ કરવો તે (દેવયજ્ઞ કરવાનો અધીકાર બ્રાહ્મણને છે બીજી ગ્નાતીને નથી) ત્રીજો મનુસયજ્ઞ એટલે અતીથી આદીનું પોસણ કરવું તે તથા પીત્ર યજ્ઞ અને ભુત યજ્ઞ એટલે સ્વાન, ગાય, કાગડા આદી પ્રાણીને સંતોસવાં તે.

ગૃહસ્થાશ્રમી ધર્મ પાળવાવાળા એ ધનનો જાદે સંગ્રહ નહી કરતાં, પોતાના તથા પોતાના બૈરાં છોકરાંના નીરવાહ જેટલું રાખી બાકી પરમાર્થમાં એટલે આંધળા, લુલાં, લંગડાં તથા ત્રણ આશ્રમવાળા અતીથી આદીનું પોસણ કરવાના કામમાં તથા સાર્વજનીક કામમાં ધન વાપરવું અને જો જાદે ધન ના હોય તો પોતાની પેદાસમાંથી એક ચતુરથાઉંસ એટલે ચોથો ભાગ કાઢવો જોઇએ અને જો ગરીબ સ્થિતીનો હોયતો એકદશાઉંસ ભાગ કાઢવો જોઇએ. ગૃહસ્થાશ્રમીનો જન્મ અન્ય જીવોના સુખના સારૂજ છે. માટે દરેક રીતે તન મન અને ધનથી બીજાનુ ભલું થાય તેમ વર્તવું.

---

## વાન પ્રહસ્થના ધર્મ.

વાન પ્રહસ્થના ધર્મ પાળવાની ઇચ્છા હોય તો, પોતાની સ્ત્રી તથા પુત્રને ભલામણ આપી અથવા સ્ત્રીને સાથે લઇને વનમાં જવું, અને વનમાં ઉત્પન્ન થએલા પવીત્ર કંદમુળ તથા ફળોથી પોતાનો નીરવાહ કરવો અને વલકલ વસ્ત્ર, તૃણ, પાદડાં અને મૃગચર્મ પહેરવાં કેસ, રૂવાંટાં, નખ, દાઢી મુચ્છ ઉતરાવવાં નહીં. શરીર તથા

દાંત સ્વચ્છ ન કરવા. ત્રણેકાળ જળમાં પેસી ડુબકી મારીને સ્નાન કરવું, પરંતુ મેલ ઉતારવો નહીં. પૃથવી ઉપર સુવું. ઉનાળામાં પંચ અગ્ની તાપવાં વરસાઋતુમાં ખુલ્લી જગામાં બેસી સર્વ વૃસ્ટી માથા ઉપર ઝીલીને અભ્રાવકાસ નામનું વૃત કરવું. શીયાળામાં ગળા સુધી પાણીમાં ડુબી રહેવા રૂપી ઉદકવાસ નામનું વ્રત કરવું. એ પ્રમાણે વાન પ્રસ્થના ધર્મ છે.

## સંન્યાસીના ધર્મ.

સંન્યાસીને કોપીન વગર બીજુ વસ્ત્ર રાખવાની ઇચ્છા હોય તો, જેથી કોપીન ઢંકાય તેટલુંજ વસ્ત્ર રાખવું. દંડ અને પાત્ર વગર બીજી કોઈ પણ વસ્તુ રાખવી નહીં. પૃથ્વી ઉપર જોઇને પગ મુકવો, વસ્ત્રે ગાળી પાણી પીવું, સત્યથી પવીત્ર વચન બોલવું. વીચાર કરવાથી મનમાં જે સુદ્ધ દેખાય તે કરવું, મૌન રાખવું, એ વાણીનો દંડ કેહેવાય છે. શકામ કર્મ નહી કરવું એ દેહનો દંડ કેહવાય છે. પ્રાણાયામ કરવો એ મનનો દંડ કેહેવાય છે. એ ત્રણ દંડ જેને હોય તેજ દંડી સંન્યાસી કહેવાય છે. પરંતુ એ ત્રણ દંડો નહીં રાખતાં કેવળ વાંસની લાકડી રાખવાથી દંડી સંન્યાસી કહેવાતા નથી. બ્રાહ્મણ આદી ઉત્તમ વર્ણના ત્યાંથી ભીક્ષા માગી લાવવી, તેમાં પ્રથમ નહી વીચારેલાં સાત ઘરમાંથીજ ભીક્ષા લેવી, અને ત્યાંથી જેટલું મળે તેટલાથીજ સંતોષ રાખવો. ભીક્ષા લાવી ગામ બહાર જળાસય ઉપર જઈ આચમન લેઈ અનને પ્રોક્ષાદીકથી સુદ્ધ કરીને ખાઇ લેવું. એટલામાં જો કોઇ આવીને માગે તો તેને થોડું પણ આપવું અને બાકી રહે તે પોતે ખાવું પૃથ્વી ઉપર એકલા ફરવું. કોઇનો સંગ

કરવો નહી. ઇંદ્રીયોને નીયમમાં રાખી આત્મામાંજ સંતોષ રાખવો. ધૈર્ય અને સમદષ્ટી રાખવી, ઇશ્વર ભકિતથી અંતઃકરણ શુદ્ધ રાખવું. તથા ઇશ્વર સાથે અભેદ બુદ્ધીથી એકજ આત્માનું ચીંતન કરવું. જ્ઞાનમાં નીસ્ટા રાખી પોતાના બંધ મોક્ષનો વીચાર કરવો. એ પ્રમાણે સંન્યાસીના ધર્મ છે.

---

## યમ, નીયમ, સમ, દમ, બંધ, મોક્ષ વીગેરે

અહીંસા, સત્ય, પારકુ ધન હરણ નહી કરવું, આશક્તી રાખવી નહી, નીંદય કર્મોથી લજાવું, સંગ્રહ નહી કરવો, ધર્મ ઉપર વીશ્વાસ રાખવો, બ્રહ્મચર્ય પાળવું, મૌન રાખવું સ્થીરતા રાખવી, ક્ષમા રા· ખવી, અને કોઇનાથી ડરવું નહીં. એ બાર યમ છે.

અંદરની પવીત્રતા, બાહારની પવીત્રતા, જપ તપ, હોમ, ધર્મ ઉપર શ્રદ્ધા, અતીથી સત્કાર, ઇશ્વર પુજા, તીર્થ યાત્રા, પરોપકાર, સંતોષ, અને ગુરૂ સેવા એ બાર નીયમ છે.

મુમુક્ષુને યમ મુખ્ય છે, અને સકામીને નીયમ મુખ્ય છે. જે મનુષ યમ, નીયમ ધારણ કરે છે, તેઓની મનવાંચ્છીત કામના પુર્ણ થાય છે.

બુદ્ધીની ઇશ્વરમાં નીસ્ટા રાખવી તેને સમ કહે છે અને ઇંદ્રીય દમનને દમ કહે છે.

ધર્મને ઉત્તમ ધન કેહેવાય છે. ભકિતને ઉત્તમ લાભ કહેવાય છે. સુખ દુઃખમાં અનુસંધાન ન કરવું તેને સુખ જાણવું. વીષય સુખની વાસનાને દુઃખ સમજવું. બંધ મોક્ષને જાણે તેને પંડીત જાણવો. દેહમાં અહંબુદ્ધીવાળાને મુર્ખ જાણવો. સત્યગુણના ઉદયને

સ્વર્ગ જાણવું અને તમોગુણની વૃદ્ધીને નરક જાણવું. ગુણવાળો હોય તેનેજ ધનવાન જાણવો. અસંતોસીને દરીદ્રી જાણવો. અજીતેંદ્રીયને કૃપણ જાણવો. વીસયમાં આશકિત ના હોય તેને સ્વતંત્ર જાણવો.

શ્રીમદ્ ભાગવતના એકાદસ્કંધનો અ. ૧૯ મો.

---

## નીતોમાંથી ખોટ રીવાજ કાઢવા વિષે. તથા અકાળ મૃત્યુના કારણો.

હાલમાં આ દુનીઆમાં ઘણાં અકાળ મૃત્યુ થાય છે. તથા અનેક જાતના નવા નવા રોગ પ્લેગ આદી ઉપ્તન થાય છે. તથા. ચોમાસાની રૂતુમાં જોઇતો વરસાદ આવતો નથી. તથા ઘણી વખત દુકાળ પડે છે. તેનું કારણ હાલમાં અસત, જુઠ, છળ. કપટ, પ્રપંચ ઘણા વધી ગયા છે. અને લોભતો એટલે સુધી વધી ગયો છે કે, પૈસા મળતાં હોયતો પાપનો પણ બીલકુલ વીચાર કરતા નથી વળી કન્યા વીક્રય ઘણા થાય છે. આ બધા દોષ કરતાં કન્યા વીક્રયનું માહા પાપ છે કન્યા વીક્રય કરનાર આ લોકમાં ઘણું દુઃખ ભોગવે છે, અને મુવા પછી પણ રૌ રૌ નર્કમાં પડે છે. માટે મારે કેહેવાનું એટલુંજ છે કે ભાઇઓ તમે જુઠ, છળ, કપટ, લોભ, વીગેરે દુરગુણો કાઢી નાખો, અને ધર્મના રસ્તા ઉપર આવો તેથી પ્રભુ સાહાય થશે.

વળી કન્યા વિક્રય થવાથી કન્યાઓના ખર્ચમાં ઘણી મોટી રકમો કાઢવી પડે છે, તેથી ઘણા માણસો દેવા કરી નીરમાલ્ય થઈ જાય છે. અને કેટલાક સાધારણ પંકતીનાં માણસો નાણાં નહી મળવાથી આખી જીંદગી કુંવારાજ રહે છે. માટે આવા કન્યા વીક્ર-યના રીવાજો બંધ કરવાની તજવીજ નાતના આગેવાનોએ કરવી

જોઇએ. નાતના આગેવાનોએ પોતાથી એ રીવાજ બંધ ના થઇ શકે તેમ હોયતો, રાજયની મદદ લેઇ રાજય મારફતે બંધ કરાવવા જોઇએ. અને એ રીવાજ બંધ થાય તો સર્વને કન્યા મળી શકે, અને એ બાબતનું કોઇને દુઃખ રહે નહી. કન્યા વીક્રયના રીવાજ બંધ કરવાની બનતી તજવીજ જો નાતના આગેવાનો ના કરે તો તે પણ ઇશ્વરના ગુન્હેગાર થાય છે.

કેટલાક અજ્ઞાની જનો કન્યાના મા બાપો ધર્મનો વીચાર નહી કરતાં, એમ ધારશે કે અમારે તો નાણાં લેવામાં ફાયદો છે. તો તેના જવાબમાં મારે કહેવાનું કે કદાપી તમારે પુત્ર નહી હોય ને પુત્રીજ હસેતો તમે ફાયદો ધારતા હશો, પણ તમારા સગા વાહાલામા અગર તમારી હયાતી પછી તમારા કુટુંબમાં પુત્રવાળાને કન્યા મળવી બહુ મુસ્કેલ થઇ પડશે, અને નાણાં નહી હોયતો દેવું કરીને કન્યા પરણસે તો આખી જીંદગી કમાઇ કમાઇને મરી જશે, પણ દેવા-માંથી ઉંચો આવશે નહી. અને સુખી નહી થતાં આખી જીંદગી દુઃખમાંજ જવાની. તથા. કન્યા વીક્રય કરનારની દીકરી પણ આખી જીંગદી દુઃખ ભોગવે. વળી તમે કહોકે કન્યાનાં નાણાં લેઇને કોણ સુખી થયો છે! એવો પેઢીઓ જગનમાં એકતો બતાવો. અર્થાત કોઇજ નહી. કન્યા વીક્રય કરનારો ધન લે છે, પણ તે ધન કાયમ નહી રેહેતાં અનેક રસ્તે જતું રહે છે, અને ઘરમાં હોય તોપણ નાશ પામે છે. કાંતો ધન વગર દુઃખ ભોગવે છે. કાંતો પુત્ર પરી વારનું દુઃખ હોય છે. કોતાં શરીરમાં કોઈપણ રોગ આદી ઉપાધીથી દુઃખી હોય છે, અને કાંતો અગ્ની દેવ કોપાયમાન થઈ સર્વ સાફ કરી નાખે છે, એટલે દુઃખજ ભોગવવું પડે છે. કોઇપણ કન્યાવીક્રય કરનારો પુરૂષ સુખી હોતો નથી કારણ બ્રહ્મ હત્યાના જેટલુંજ પાપ કન્યાવીક્રયનું

છે. માટે કન્યા વીક્રયના રીવાજો નાતના આગેવાનોએ હરેક રીતે દુઃખ વેઠીને પણ પોતાના સારૂ, તથા. બીજાના ઉપકાર માટે પરમાર્થની ખાતર અને ઈશ્વરને વાહાલા થવા માટે બંધ કરવા જોઇએ આવાં મોટાં પરમાર્થનાં કામો કરવાથી આ લોકોમાં કીરતી ફેલાવી સુખ ભોગવી અને સ્વર્ગમાં જશે. જો કન્યાનો બાપ તદન ગરીબ સ્થીતીનો હોય તો વરના બાપે તેનું ખર્ચ ઉપાડી લેવાનો રીવાજ રાખવો અને તે પણ. જુજ ખર્ચ કરવું જોઇએ. વળી ઘણી નાતોમાં મરનારની પાછળ બારમાં ( વરા ) કરવાનો રીવાજ ખાસ ફરજબંધી હોય છે. એટલે કદાપી નાણું ના હોય તોપણ. દેવું કરીને પણ નાત ( વરા ) કરવા પડે છે વળી મરનારની પાછળ નાનો છોકરો હોય અગર ફક્ત નીરાધાર તેની સ્ત્રી હોય તોપણ નાત કરવી પડે છે. અને તેવા ગરીબની દયાપણ કોઇને આવતી નથી. આથી ઘણા જણ કરજ કરીને વરા કરે છે, તેથી દેવાના મોટા દુઃખમાં આવી પડવાથી આખી ઉમર કમાઈ કમાઈ દેવામાં ભરે છે, પણ દેવામાંથી મુક્ત થઇ સુખી થતા નથી. માટે આવા રીવાજ પણ નાતના આગેવાનોએ પરમાર્થની ખાતર બંધ કરવા જોઇએ. અને ગૃહસ્થ હોયતો મરનારની પાછળ પરમાર્થ કરવાનો રીવાજ રાખવો જોઇએ. તેમજ અફીણ ગાંજો, ભાંગ, દારૂ વીગેર દુર વ્યસનો પણ બંધ કરવાનો બંદોબસ્ત કરવો જોઇએ, કે જેથી પૈસાની તથા શરીરની ખરાબી થાય નહી,

---

## સાકાર નીરાકાર આદીનું નીરૂપણ.

વેદ વીગેરે ઘણા પરમાણે પરમેશ્વરને નીરાકાર કહે છે. તેમ આકારવાળા પણ કહે છે, તેમાં નીરાકાર એવો હેતુથી કહે છે કે,

ઈશ્વરનો આકાર પાંચ ભુતો નથી. એટલે તે નીરાકાર કેહેવાય છે. વળી વેદ વીગેરેમાં આકારવાળા પણ કહે છે. તે જ્ઞાન સ્વરૂપ છે. તેથી તે જ્ઞાના આકારે સાકાર કહે છે. જેમ સ્વપ્નમાં આપણું શરીર પથારીમાં પડયું રહે, અને આપણે સ્વપનામાં મનોમય બાહાર જઇએ છીએ, ત્યાં પાંચ ભુતના શરીર વગર પગે ચાલીએ છીએ, તથા કાને સાંભળીએ છીએ, તથા આંખે દેખીએ છીએ. તેવી રીતે ઇશ્વરનું જ્ઞાન સ્વરૂપ છે. વળી જેમ સુર્યનો આકાર છે, પણ તેના તેજનો આકાર નથી. તથા દીપકનો આકાર છે, પણ તેના તેજનો આકાર નથી. વળી જેમ પુસ્પનો આકાર છે, પણ તેની વાસનાનો આકાર નથી. તેમ પરમાત્માનો જ્ઞાનમય આકાર છે, અને તેમની ગતીનો આકાર નથી.

વળી ઇશ્વરને વેદ વીગેરેમાં નીરગુણ કહે છે. તથા સગુણ પણ કહે છે. તે એવા હેતુથી કે, સત્વ, રજો અને તમોગુણ ઇશ્વરના નથી, એ ગુણ માયાના છે. માટે તે ગુણ રહીત છે. એટલે નીરગુણ કહેવાય છે. તેમજ ઈશ્વરમાં જ્ઞાન ગુણ તથા સર્વજ્ઞ ગુણ અને મોક્ષ ગુણ વીગેરે નીરમળ એટલે મળ વીનાના જે ગુણો છે, એવા અનંત ગુણે સગુણી કહેવાય છેઃ—

વળી ઈશ્વર સર્વમાં વ્યાપક છે, એમ કેટલાક કહે છે. તથા ઈશ્વર સર્વથી ન્યારા છે, એમ પણ કહે છે. તે બેઉ બાબત ખરી છે. કારણ કે ઈશ્વર સર્વમાં વ્યાપક છે. તેમજ સર્વથી ન્યારા પણ છે. તેનો મતલબ એવો છે કે, ઈશ્વર પોતે સર્વથી ન્યારા છે, પણ તેની ગતી સર્વમાં વ્યાપક છે, જેમ સુર્ય તથા વાયુ ન્યારા છે પણ તેની ગતી એટલે પ્રકાશ આદી સર્વમાં છે. અને સર્વના પાપ પુન્ય ને જાણે છે. જેમ શરીરમાં આતમા સર્વ અવીયવો હાથ પગ આ-

હીમાં વ્યાપક છે, અને સર્વ શરીરની વાત જાણે છે વળી તે ન્યારો પણ છે. એટલે સ્વરૂપે કટી તથા સીસમાં ન્યારો છે. કારણ હાથ, પગ, કાન, નાક વીગેરે ભાગ કપાય તો તે જાણે છે, પણ તે કપાવાથી આત્મા નીકળી જતો નથી, અને કટી તથા સીસ કપાય તો નીકળી જાય છે. તેમ ઇશ્વર સર્વથી ન્યારો છે, અને તેની ગતી એટલે જ્ઞાન સર્વમાં વ્યાપી રહેલ છે. અને તે ગતીથી લેવું, દેવું વીગેરે વેહેવાર કરે છે. એ ગતીના બે પ્રકાર છે. એક વીશેષ અને બીજી સામાન્ય છે. તે ગતી સર્વના શરીરમાં વીશેષ છે, અને બાકી સઘળે ઠેકાણે સામાન્ય છે. જેમ સુર્યચંદ્રનું તેજ સર્વ જગોમાં સામાન્ય છે, અને જળના કુંડામાં પ્રતીબીંબ સુર્યના આકારે પડે છે, તેથી તે કુંડામાં વીશેષ છે. તે પ્રમાણે ઇશ્વરની ગતી શરીરમાં વીશેષ છે, અન બાકી સર્વ જગોએ સામાન્ય છે.

આતમા ચીન્હો અર્થાત તત્વ આત્મ ચીન્હો તત્વ આત્મા એટલે મોટા મહીમાવાળો જે પરમાત્મા તેને ચીન્હો એટલે જાણવો કે તે સાકાર છે કે નીરાકાર છે. તથા સગુણ છે કે નીરગુણ છે. તથા વ્યાપક છે કે ન્યારો છે. તે જાણવું તેને આત્મા ચીન્હો કહે છે.

## ત્યાગી થવાની જરૂર નથી.

ગૃહસ્થાશ્રમ છોડી દઇને ત્યાગી. એટલે બાવા થવાની કાંઇ જરૂર નથી. કારણ ગૃહસ્થાશ્રમ પણ ઉત્તમ છે. માટે આગળ બતાવ્યા પ્રમાણે બરાબર ગૃહસ્થાશ્રમના ધર્મ પાળે તો મુક્તિ થાય છે. વળી વેદ પુરાણ આદીમાં પણ ગૃહસ્થાશ્રમ છોડી દઇને ત્યાગી એટલે બાવા થવાનું કહ્યું નથી. કોઇ ઉપરના ત્યાગવાળા કહેશે કે અમે બાવા થયા એટલે ત્યાગી થયા, તો તેમણે શું તજી દીધું તેનો વીચાર કરો કે, ઘર તજ્યું તો મંદીર કે મઠ બનાવ્યા. બાપ તજ્યા

ગુરૂ કર્યા. પુત્ર તજ્યા તો ચેલા કર્યા, ધોળા વસ્ત્ર બદલીને ભગવાં પેહેર્યાં. માટે તેવા ઉપરના ત્યાગથી ત્યાગી કેહેવાય નહી. ત્યાગી સાધુના ગુણ તથા લક્ષણ આગળ બતાવ્યાં છે, તે પ્રમાણે કામ, ક્રોધ, લોભ આદી દુરગુણો તજી દઇ સારા ગુણો ગૃહણ કરે તેનેજ સાધુ અને ત્યાગી જાણવો. વળી કામ, ક્રોધ, લોભ આદી ગુણો અશુભ કામમાં તજવાં જોઇએ, અને સુભ કામમાં રાખવાં જોઇએ. સુભ કામમાં જ્ઞાની પુરૂષો પણ તે ગુણો રાખે છે. રામચંદ્રજી જેવા અવતારી અને જ્ઞાની પુરૂષો પણ તે ગુણો રાખતા હતા, કારણ તેમણે પણ સીતાજીને પરણીને કામજવર રાખ્યો હતો. વળી રાવણ આદી દુષ્ટોને યુધ કરીને માર્યા હતા. તો ક્રોધ થયા વીના મરાય નહી. માટે દુષ્ટને મારવામાં ક્રોધ રાખ્યો હતો. તથા નાહાવા ધોવાની સ્વચ્છતા રાખવામાં મોહ રાખતા હતા. તથા સીતાજી ઉપર પણ મોહ રાખતા હતા. વળી પરપંચ રહીત રામચંદ્રજીએ રાજ્ય કર્યું હતુ, અને રાજ્ય ચલાવવું એ રાજા માત્રનો ઉદ્યોગ છે, માટે કપટ રહીત ઉદયોગનો લોભ રામચંદ્રજીએ રાખ્યો હતો. તેમજ સુભ કીરતીનો પણ રામચંદ્રજીએ લોભ રાખ્યો હતો. સુભ કીરતીનો લોભ ના રાખ્યો હોતતો સારી નીતીઓ પળાત નહી. માટે સુભ કામમાં રામચંદ્રજીએ લાભ પણ રાખ્યો હતો, માટે સર્વ સુભ કામમાં કામ, ક્રોધ, મોહ અને લોભ રાખવાં, અને અસુભ કામમા રાખવાં નહી. એટલે કામજવરની ક્રીડા કરવાનો જ્યાં અધીકાર હોય, ત્યાં કામજવર રાખવાનો દોસ નથી. તથા. સ્ત્રી. પુત્ર અને દુષ્ટ પ્રાણી ઉપર ક્રોધ કરેતો તે ક્રોધનો દોસ નથી. વળી નાહાવા ધોવાની સ્વચ્છતા ઉપર તથા. પોતાની સ્ત્રી ઉપર મોહ રાખેતો તે મોહનો પણ દોસ નથી. તેમજ ઉદર પોસણને માટે પરપંચ રહીત ઉદ્યોગનો તથા. સુભ કીરતીનો લોભ રાખે તો તે લોભનો પણ.

દોસ નથી.* માટે ગૃહસ્થાશ્રમમાં રહી ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા. એટલે ધર્મ, દાન વરત નીયમ આદી સુભ કર્મો કરવાં. અને અસુભ એટલે દોસ વાળાં કર્મો તજી દેવાં.

द्वि द्वि लोचन सरवाणां विद्या नाम त्री लोचनं।
चतुर्थ लोचन धारमाणां ज्ञानी अनंत लोचनं ॥

अक्रोध वैराग्य जीतेंद्रीत्वं क्षमा दया सर्व जन प्रीयत्वं ।
नीर्लोभ दाता भयसोक हरता ज्ञानस्य चीनंदस लक्षणाना ॥

## મનુષ્યાઅવતાર ફરી ફરીને નહી આવે.

પશુ પક્ષી, જીવ જંતુ આદી લક્ષ ચોરાસી યોનીમાં ઘણીવાર જન્મ લેઇ દુઃખ ભોગવી છેવટ આ મનુષ્યાઅવતાર રૂપી નાવ, માહા પુન્ય રૂપ ધનથી મલ્યું છે, તે મનુષ્યાઅવતાર રૂપી નાવ ભાગી જતાં પેહેલાં સંસાર સમુદ્ર તરી લ્યો. અર્થાત ઇશ્વર સમરણ, વરત, નીયમ, પુન્યદાન, પરમાર્થ વીગેરે શુભ કર્મો કરી લ્યો. અને મનુષ્યાઅવતાર રૂપી ઉત્તમ નાવ વ્યર્થ ગુમાવી ભાગી ના નાખો કારણ મનુષ્યાઅવતાર ફરી ફરીને નહી આવે.

### દ્રષ્ટાંત. ૧.

શેહેરની કોઇ એક પોળમાં મ્યુનીસીપાલેટી તરફનું ફાનસ નહી હોવાથી રાત્રે અંધારાનું દુઃખ ઘણી મુદતથી ભોગવવું પડવાથી મ્યુનીસીપાલેટીમાં પોળવાળાએ અરજીઓ કરવા માંડી. પણ એકાદ અરજીથી મ્યુનીસીપાલેટી તરફથી કોઇ સાંભળે તેમ નહીં હોવાથી, હમેશાં અરજીઓ કરવા માંડી. ઘણી અરજીઓ થવા માંડી ત્યારે

* ભાવાર્થ પ્રકાસ પા. ૩૫-૩૬.

મ્યુનીસીપાલીટીના અમલદારે જાણ્યું કે, આ લોકો ફાનસ વગર ઘણા દુ:ખી જણાય છે. તેથીજ હમેશાં અરજીઓ કરે છે, માટે હવે તેમને ફાનસ આપવું જોઇએ, એમ ધારી તે પોળમાં ફાનસ આપ્યું. થોડી મુદત તે ફાનસ રહ્યું એટલા કોઇ એવો દુષ્ટ આવ્યો તેણે પથરો મારીને તે ફાનસ ભાગી નાખ્યું, તેથી પાછુ તે પોળવાળાને અંધારાનું દુઃખ ભોગવવાનું રહ્યું. તેજ પ્રમાણે આ મનુષ્યા અવતાર ઘણાં ઘણાં પુન્ય દાન, વરત, ઇશ્વર સમરણ આદી શુભ કર્મ કર્યા હશે ત્યારેજ આ મનુષ્યાઅવતાર મલ્યો છે. તે ભરતખંડમાં અને વળી હીંદુ કોમમાં મળ્યો છે, તે સુજ્ઞ પુરૂષ હશે તે પોતાનું સાર્થક શુભ કર્મ કરી લઈ ભવસાગર તરી જશે, અને દુષ્ટ હશે તે પોતાના અભીમાનમાં છકી જઇ ચાર દીવસના સુખ માટે ભાગી નાખશે. અર્થાત વ્યર્થ ગુમાવશે અને પાછો લક્ષ ચોરાશી યોનીમાં દુ:ખ ભોગવશે.

### દ્રષ્ટાંત. ૨

કોઇ એક શહેરેમાં આંધળો રેહેતો હતો, તે શહેરમાં અનેક પ્રકારના દુ:ખથી બાહાર જવાની ઇચ્છા થઈ, તેથી તેણે કોઈ પુરૂષને પુછ્યું કે ગામ બાહાર જવાનો રસ્તો કયાં છે, ? ત્યારે તે પુરૂષે જવાબ દીધો કે, આ ગામને દરવાજો એકજ છે, તેથી તું કીલ્લાને હાથ લગાડતો લગાડતો ચાલવા માંડ, અને જે ઠેકાણે દરવાજો આવે તે ઠેકાણે ગામ બાહાર જવાનો રસ્તો છે, ત્યાંથી બાહાર નીકળી જજે; એટલે સુખી થઇશ. એવું સાંભળીને તે આંધળો કીલ્લાને હાથ લગાડતો લગાડતો ચાલ્યો, અને ચાલતાં ચાલતાં જ્યારે દરવાજો આવ્યો તે વખતે, તે આંધળાના શરીરમાં દાદર હતી તેથી ખરજ આવી, તે વખતે કીલાને લગાડેલો હાથ ઉપાડીને ખંજવાળવા લાગ્યો, ને ચાલવા માંડયું અને ખરજ

જ્યારે બંધ થઇને પાછો જયાં હાથ મુકે, ત્યાંતો વળી કીલ્લો આવ્યો ને દરવાજોતો ચાલતાં ચાલતાં પાછળ રહી ગયો તેથી તે મોટા શહેરના કીલ્લામાં ફરી ફરીને માહા દુઃખ ભોગવે છે. રસ્તામાં કાંટા વાગે છે, તથા, ગામના મળ મુત્રમાં પડી જાય છે, તડકામાં ઘણો તપે છે, અને વાયુથી ધુળ ઉડી આંખમાં પડે છે, તેથી હેરાન થાય છે. એ રીતે ફરી ફરીને જ્યારે દરવાજો પાસે આવે છે, ત્યારે પુર્વના કોઇ કર્મ દોષથી પાછી ખરજ આવે છે, અને દરવાજો પાછળ રહી જાય છે, એમ આંધળો વારંવાર ફરી ફરીને માહા દુઃખ ભોગવે છે.

**સીદ્ધાંત.** આંધળાને ઠેકાણે અજ્ઞાની સમજવો, કીલ્લાને ઠેકાણે ચોરાસી લક્ષ યોની સમજવી, દરવાજા જે ઠેકાણે મનુસ દેહ સમજવો ખરજને ઠેકાણે વીષય સુખ સમજવાં. એ રીતે અજ્ઞાની જી વચોરાશી લક્ષ યોનીમાં ફરતો ફરતો મનુષ દેહરૂપી મુક્તિના દરવાજામાં આવ્યો, ત્યારે બ્રહ્મનીસ્ટ ગુરૂના ઉપદેશથી પોતાનું સ્વરૂપ જાણીને ચોરાસી લક્ષ યોનીથી નીકળીને મોક્ષ સુખ પામી શકે તેમ છે, પણ, અજ્ઞાન રૂપી અંધતાએ કરીને આ મનુષ દેહ મુકિતનું દ્વાર છે, તેથી મોક્ષ પામવાનું સાધન કરવું જોઇએ, એમ જાણતો નથી, અને નાના પ્રકારના વીષય ભોગ તથા. અસદાચરણ રૂપી ખરજે કરીને આખુ આયુશ વ્યર્થ ગુમાવે છે. જેમ દાદર પર ખરજ ઘણી મીઠી લાગે છે, તેમ નાના પ્રકારના વીષય ભોગ ભોગવવા અતીષય પ્રીય લાગે છે. તેથી મરતા સુધી પણ તે વીષયમાં આશક્તિ મુકીને પરમેશ્વરમાં પ્રીતી કરતો નથી. એમ કરતાં પ્રાણ ચાલ્યા ગયા, એટલે મનુષાદેહ રૂપી મોક્ષનું દ્વાર ગયું, અને લક્ષ ચોરાશી યોની રૂપી કીલ્લો હાથ આવ્યો, તેમાં બેલ ગધેડા આદી પશુની ઉપર ભાર નાંખી લાકડી મારીને ચલાવે છે, તે પશુને કોઇ ઘાસ નાખેતો ખાય. અને પાણી આપેતો પીએ. એ રીતે પશુને પોતાના સ્વાધીન કાંઇ વેહવાર થઇ

શકતો નથી. ચાલતાં ચાલતાં થાકી જાય છે તોપણ કોઇને કહી શકાતું નથી, તેથી કેવળ દુઃખ ભોગવે છે, માટે મનુષ દેહ પામીને મોક્ષનું સાધન. સત સમાગમ ધર્મ દાન. આદી શુભ કર્મ નહી કરતાં વીષય સુખમાં રમણ કરનારો પુરૂષ. પશુ; પક્ષી; જીવ જંતુ આદી નીચ યોનીમાં જન્મ લેઈ મહા દુઃખ ભોગવે છે. (પંચીકરણ.)

---

## દેવનુ નૈવેદ વીગરે.

હવે કાંઇ ફક્ત સાકરની ગાંગડીના નૈવેદથી તથા અગરબતીના ધુપથી પ્રભુ પ્રસન થાય તેમ નથી. તેમજ પરમાર્થ વીના ફક્ત સેવા પુજાથી પ્રભુ પ્રસન થાય તેમ નથી. ફક્ત સેવા પુજાથી તથા સાકરની કડકીના નૈવેદથી પ્રભુ પ્રસન્ન થતા એ જમાનો તો ગયો. જયારે હીંદુસ્તાનમાં કોઇ કોઇ ઠેકાણે સાકર બનતી. અને જયારે ફક્ત શ્રીમંતોના ત્યાંજ વાર તેહેવાર સાકર વાપરતા હતા, ત્યારે સાકરના નૈવેદથી અગર સેવા પુજાથી પ્રભુ પ્રસન થતા હોય તે વાત જુદી છે, પણ આજે તમે તથા. સાધારણ સ્થીતીવાળા તથા મજુર લોકો પણ દીવસમાં બે વખત સાકરની ચા પીવો છો, તથા સાકરની મીઠાઇઓ ઉડાવો છો, તથા આજે તમે પાન સોપારી, બીડી, તમાકુમાં બે ત્રણ આના ખરચી નાખો છો, ત્યારે કાંઇ સાકરની કાંકરીથી પ્રભુ પ્રસન થઈ જાય નહી.

જેઓ સાકરની ગાંગડીનું નૈવેદ ધરાવતા હતા, તેઓને હાલના જેવા કાંઇ વૈભવ નોહોતા. તેઓને પહેરવાને માટે ફક્ત સવા હાથની લંગોટી હતી. તે પણ ફાટેલી હોય. તેઓને મોટા મોટાં મકાનો કે બંગલા નોહાતા. તેમ મીઠાઈના માલ ઉડાવતા નોહોતા. તથા આજના જેવા મોજશોખ મારતા નોહોતા માટે હવે

જેમ આપણી સમૃધી વધી છે, તે પ્રમાણે આપણી પ્રભુ તરફની ફરજો પણ વધવી જોઇએ. માટે હવે સાકરની ગાંગડીના નૈવેદમાં નહી પડી રેહેતાં હવેતો મોટાં મોટાં પરમાર્થનાં કામો, જેવાં કે સદાવૃતો ચલાવવાં જોઇએ. દવાખાના બંધાવવાં જોઇએ. સ્કુલો તથા કોલેજોને મદદ આપવી જોઇએ. તથા જળાસયો બંધાવવાં જોઇએ તથા ગરીબોને બનતી મદદ આપવી જોઇએ. અર્થાત સર્વ પ્રાણીઓનુ ભલુ થાય તેવી રીતે વરતવુ જોઇએ. અને અગરબતીના ધુપને બદલે આપણા હૃદયમાં ધુપ કરવો જોઇએ કે આપણા રદયમાંથી કામ, ક્રોધ, લોભ આદી દુરગુણો જતા રહે, અને સારા ગુણો. સંતોષ, દયા, નમ્રતા, સાંન્તી, ભગ્તી વીગેરે આવેતો પ્રભુ પ્રસન થઈ મનવાચ્છીત ફળ આપે, અને અંતે વૈકુંઠ મળે. સાચું સ્વર્ગ પા. ૨૫-૨૬.

## હુન્નર છુપાવવો એ પાપ છે.

ધન કરતાં હુન્નર જેટલો વધારે શ્રેષ્ટ છે, તેટલોજ તેનો ભાર પણ વધારે છે. જેમ કોઇ ધનવાન માણુસ પોતાના ગરીબ બંધુને અર્થે અથવા અનાથ ગરીબોના વાસ્તે ધનનો ઉપયોગ ન કરે તથા તેવાને કાંઇ ના આપે તો તેને આપણે લોભીઓ કહીએ છીએ, તથા તેના તરફ તીરસ્કારની નજરે જોઇએ છીએ, અને તે નર્કનો અધીકારી થાય છે. તેજ પ્રમાણે કોઈ વીદ્વાન પોતાનો હુન્નર છુપાવે એટલે પોતાની હલકી ઇચ્છાઓના ખાતર બીજાને તે હુન્નરનો લાભ નં આપે તો, તે મોટો અપરાધી થાય છે. અને એવા અપરાધોથી આપણા હુન્નરો તથા આપણુ તત્વજ્ઞાન નાશ પામ્યું છે. અને તેથી કરીને આપણો દેશ પાયમાલ થયો છે. તથા તેથી આપણી અધોગતી થાય છે. પોતાની સોધો અને હુન્નરો જાહેર કરવાથી યુરોપ, અમેરીકાના લોકો સુધરી ગયા છે, અને હુન્નરકળામાં વધી ગયા છે. માટે

આપણે આપણો હુન્નર નહી છુપાવતાં, તે હુન્નરનો લાભ સર્વને આપવો જોઇએ કારણ લોભીઆનું છુપાવેલું ધન તેના મુવા પછી બીજા કોઇને પણ મળે છે. તેનો નાશ થતો નથી પણ કોઇને નહી શીખવતાં અગર હુન્નર પ્રસીદ્ધ નહી કરતાં, પોતાના મનમાં રાખેલો હુન્નર તો મરનારની પાછળ ચીતામાં બળી જાય છે. પણ કોઇને ઉપયોગમાં આવતો નથી. માટે ગુણી પુરૂષોએ પોતાના ગુણ તથા હુન્નર ખાશ ચાહીને યોગ્ય અધીકારીને શીખવવાં જોઇએ. અને જો તેમ ન થાય તો તેના મરણ પછી શાંન્તી અગર સુખ નહી મળતાં, દુઃખ પડે છે. અને અધોગતીને પામે છે. કારણ તે હુન્નર આપણા બાપની મીલકત નથી. એતો સાર્વજનીક મીલકત છે. અને એતો ઇશ્વરની કૃપાનુ ફળ છે. માટે તે હુન્નર મેળવવા માટે લાખો રૂપીઆ ખરચવા પડે તો ખરચો ગુલામી કરવી પડે તો કરો નીચ લોકોને નમવું પડે તો નમો દુઃખ ભોગવવું પડે તો ભોગવો, પણ તે હુન્નર મેળવો. અને તે હુન્નર બીજાને આપવામાં એક દોઢીઆની પણ આશા નહી રાખતાં, તે હુન્નરનો સર્વમાં ફેલાવો કરો કે જેથી આ લોકમાં કીરતી મેળવી પરલોકમાં સુખ ભોગવો.

## દયાની ખાતર ભલા કામ કરવા બાબત.

જો તમે છાપાવાલા હોતો પ્રજાના, રાજ્યના અને દેશના હીતના સાચા સમાચાર જાહેર કરવાની તો હીમત રાખો. જો તમે રાજ્યના અધીકારી હોતો પ્રજા સાથે જરાક વધારે છુટ મુકીને વરતવા જેટલી તો ભલાઇ કરો. જો તમે વૈદ્ય હો તો તમારા અનુભવની કેટલીક અકસીર દવા કોઇ પરમાર્થ કરી શકે તેવા માણસને તો સીખવો. જો તમે કારીગર હોતો તમારો હુન્નર બીજાને શીખવી તે પોતાનું પેટ ભરી શકે તેવું તો કરો. જો તમે વીદ્યાર્થી

હોતો તમારી સાથે ભણનારા બીજા ગરીબ વીદ્યાર્થીઓને તમારી ચોપડી વાંચવા આપવાની તો મહેરબાની કરો. જો તમે ગામના પટેલ હોતો તમારા ગામના કોઈ માણસ ઉપર ગેરવ્યાજબી જુલમ ન થાય તેટલી તો સંભાળ રાખો. જો તમે વકીલ હોતો તમારી મારફતના કેસનું શાન્તીથી સમાધાન થાય તેમ કરો, તથા તમારી ફીના સારૂ લોકોને લડાવી ન મારવા જેટલી તો ભલાઈ કરો. જો તમે ત્રસ્ટી હોતો તમારા વીશ્વાસે પડેલાઓને તમારા લીધે હેરાન ન થાય તેટલી તો કાળજી રાખો. જો તમે સાધુ હોતો તમારા પવીત્ર આચરણથી તો લોકોને સંતોષ આપો. જો તમે ધર્મગુરૂ હોતો તમારા શીષ્યોનાં અજ્ઞાન રૂપી દુઃખો દુર કરવાની તો કાળજી રાખો. જો તમે ગવૈયા હોતો તમારો એ હુન્નર બીજા કોઇ લાયક ગરીબ માણુસને શીખવી તેનો આશીર્વાદ તો લ્યો. જો તમે મહેતાજી હોતો થોડાંક માબાપ વગરનાં છોકરાંને તો નીશાળમાં લાવી ભણાવો. જો તમે વૈદ હોતો થોડાક ગરીબ માણુસોને દવા આપવાનું પરમાર્થનું તો કામ કરો. સાચું સ્વર્ગ પા. ૪૧૩–૧૪.

## અતીથી સત્કાર વીષે.

રંતીદેવ રાજાએ એક સમએ પોતાના સેવક વર્ગ સહીત અડતાલીસ દીવસના ઉપવાસ કર્યા. ઓગણ પચાસમે દીવસે સવારમાં તેને કેટલુંક ઘી, દુધ, જવનો લોટ તથા પાણી મળ્યાં આવા પદાર્થ વડે તેઓ પારણું કરવાની તૈયારીમાં હતા, તેવામાં એક અતીથી બ્રાહ્મણ ત્યાં આવી ચડયો. રાજાએ પોતે ખાધા પેહેલાં તે બ્રાહ્મણને જમાડયો. તે બ્રાહ્મણના ગયા પછી જેકાંઇ અન્ન અવશેષ રહ્યું હતું. તેના સમાન ભાગ કરી રાજાએ સર્વને એક એક ભાગ વેહેચી આપ્યો. અને એક ભાગ પોતાના માટે રાખ્યો પછી

તે આહાર કરવા માંડે છે, એટલામાં એક સુદ્ર ત્યાં આવ્યો. રાજાએ પોતાના ભાગના થોડા અનમાંથી હર્સથી તેને કાંઇક આપ્યું. સુદ્રના ગયા પછી પારણું કરવાની તૈયારી કરે છે, એવામાં વળી શ્વાનનો સમુહ લેઇને એક માણસ ત્યાં આવ્યો. રંતીદેવે એક ધુટડો પાણી રાખી સર્વ અંન તેને આપી દીધું. તેના ગયા પછી પોતાના સુકાઇ ગએલા હોઠ આગળ આતુરતાથી પાણીનું પાત્ર ધાર્યું. પણ એટલા-માં પાણી આપો, પાણી આપો, એવો કરૂણા જનક સ્વર તેને કાને પડયો. તેણે નજર ફેરવી જોયું તો, ચંડાળ જાતીનો દુઃખથી પીડાતો એક માણસ ભોંય ઉપર પડેલો હતો. અને તે પાણી લેવા માટે દયામણી દ્રષ્ટીથી જોઇ રહ્યો હતો. રંતીદેવે પોતાના પ્રેમાળ લોચન વડે તેના તરફ દયાની દ્રષ્ટી કરીને, તે ચંડાળનું માથું ધીમેથી ઉચું કરી તેના સુકાઇ ગએલા હોઠ આગળ સીતળ પાણી ધરી નમ્રતાથી કહ્યું કે, ભાઇ પાણી લે, તેણે નમ્રતા સાથે દયાભાવ દરસાવ્યો. તેથી તે પાણીનું દાન અતુલ્ય થઇ પડયું. હવે તે ચંડાળે પાણી પીધું. ત્યારે પ્રેમાળ હ્રદયવાળા રંતીદેવે હર્સથી પ્રભુની સ્તુતી કરી કહ્યું કે, અષ્ટ સીદ્ધી કે મોક્ષની હું યાચના કરતો નથી, મારે માત્ર અપેક્ષા એટ-લીજ છે કે, હું સર્વનાં દુઃખ જાણું, અને તેમના વતીનાં દુઃખ હું ભોગવું, જેથી કરીને તેઓ સુખી જીવન ગાળે, આ પીડાતા મનુષ્યનો જીવ ઉગારવાને મેં આ પાણી આપ્યું, તેને લીધે મારી ભુખ, તરસ થાક તથા દુઃખ એ સર્વ નાસ પામ્યાં છે.

પ્રેમી ભક્ત અને હરીનો જન જે હોય છે, તે ઉપર પ્રમાણે આપત્તી સમએ પણ પોતે દુઃખ વેઠીને પણ સામાને સુખ આપે છે, તેના ઉપરજ પ્રભુ હમેશાં પ્રસન્ન થઇ મનવાંચ્છીત ફળ આપે છે.

સાચુ સ્વર્ગ પા. ૩૮૭.

## ઇશ્વરની પ્રાર્થના.

ઓ દીન દયાળુ, પરમ કૃપાળુ, પરમાત્મા અમે અપરાધી જીવો છીએ, અમારા સ્વભાવમાં દોસો રહેલા છે. દુનીઆદારીની તારી માયામાં અમે અંજાઇએ છીએ, તેથી અમે અમારા મનને કાબુમાં રાખી સકતા નથી. અને અમારૂ કલ્યાણ સેમા છે, તથા. તેમને રાજી કરવા માટે અમારે સુ સુ કામો કરવાં જોઇએ, તેપણુ અમે સમજી સકતા નથી. કારણુ અમારા અહંભાવમાં જુદા જુદા મતોની સ્વાભાવીક અસરોમાં વંસ પરંપરાના રીવાજોમા અને અ-જ્ઞાનમાં ગુંચવાઈ ગએલા છીએ. તેથી હે અનંત બ્રહ્માના નાથ! અમે તમારો મહીમા જાણી શકતા નથી. ઓ પરમ કૃપાળુ પીતા જેમ પીતા પુત્રના અપરાધ ક્ષમા કરે છે, પતી પોતાની સ્ત્રીના અપરાધ ક્ષમા કરે છે, તથા જેમ મીત્ર મીત્રના અપરાધ ક્ષમા કરે છે તેમ હે પ્રભુ! તમે પણુ મારા અપરાધ ક્ષમા કરો. હે સર્વ શકિતમાન દેવાધીદેવ! તમારો હુકમ એવો છે કે બધા ધર્મ છોડી દઇને સર્વ ભાવથી એક મારેજ સરણે આવ એટલે હુ તને બધા પાપથી મુક્ત કરીશ. પણ હે પ્રભુ મારૂ મન એવું ચંચળ છે કે તમારામાં ડરતુ નથી. તેથી હુ સર્વ ભાવથી त्वमेकं सरणं થઇ શકનો નથી માટે ઓ સાંન્તી દાતા પીતા અમારા મનમાં સાંન્તી આપવાની કૃપા કરો હો, દેવાધી દેવ! સુર્યચંદ્ર તારા આધાર છે, પવન તારા હુકમથી વાય છે, મૃત્યુતારા હુકમથી દોડે છે, અને અનંત બ્રહ્માંડ તારી ઇચ્છાથી ચાલી રહ્યા છે. ગુણુ ગાવા લાયક તમેજ છો. દેવોના દેવ તમે છો. આદી અંતવીનાના તમેજ છો, સર્વ પ્ર-કારની સક્તિ દેવા વાલા તમેજ છો, અને સાંન્તીના દાતા તથા મોક્ષના આપનાર પણ તમેજ છો, ગુણુના ભંડાર તમે છો. જીવોનુ

જીવન તમે છો, અગાધ મહીમાવાળા તમે છો. જ્ઞાનના ભંડાર તમેજ છો, ટુંકામાં સ્વર્ગ મૃત્યુ અને પતાલ એ ત્રણે લોકમાં સારમાં સાર વસ્તુ છે, તે તમેજ છો. અને અમોને મોટામાં મોટી સારામાં સારી વસ્તુ જોઇતી હોય તે સર્વ આપી સકો તેવા સર્વ શકિતમાન તમેજ છો. માટે સર્વ ભાવથી અમે તમારા સરણુમાં છીએ. હો પ્રભુ! એવા દીવસ ક્યારે આવશે કે જગતના સર્વ માણસોને અમારા આત્મા તુલ્ય અમે સમજીએ. સર્વ પ્રકારના અહંકારમાંથી છુટી એક તમારૂજ શરણુ લઇએ. અમારાં સર્વ શુભ કર્મો તમને અર્પણ કરીને તમારે અર્થેજ અમે કરમો કરીએ. જગતમાં તમારા સ્નેહ ફેલાવનારા અને તારા દાસના દાસ થઇએ. અમારા બંધુઓનાં દુઃખ જોઇને અમારો આત્મા અંદરથી કમકમે, અને તેઓને મદદ કરવા માટે પોતાનો ભોગ આપે, તમારો અગાધ મહીમા જોઇને તેમાંજ તૃપ્ત થઇએ, અને તમારામાંજ અમારૂ સર્વસ્વ આવી રહે, એવી હે પ્રભુ તમારી દયા હવે કયારે થશે?

ઓ કરૂણાના ભંડાર! ઓ નોંધારાના આધાર! ઓ અનાથના નાથ ઓ દેવાધી દેવ! ઓ અનંત બ્રાહ્માંડના નાથ! અમે તમને કેવી રીતે ખુશી કરી શકીએ? અમારાં મન વચન અને કર્મ તમારી પાસ પોહોચી શકે તેમ નથી. અમારી બુદ્ધી તમારા સર્વ શક્તિમાનપણા આગળ હારીને પાછી ફરે છે, ઓ નીરંજન નીરાકાર! અમારામાં એટલું આત્મીકબળ કયાં છે? પોતાના આત્મા જેવા સૌને જાણવા એમ તમારો હુકમ છે, પણ તે પ્રમાણે અમે વરતી શકતા નથી, અને અમે તે પ્રમાણે ન વરતીએ ત્યાં સુધી તમે અમોને તમારૂં ખરૂં સ્વરૂપ બતાવતા નથી. માટે ઓ પરમ કૃપાળુ પ્રભુ અમારા બંધુઓ સાથે તથા જગતના સૌ જીવો સાથે અમે પ્રેમ ભાવથી વરતીએ, અને સૌના કલ્યાણમાં અમારૂં કલ્યાણ સમજી સર્વને મદદગાર થઇએ, એવી અમારા હ્રદયમાં પ્રેરણા કરો.

હે દયાળુ પ્રભુ! અમોને સદ્દબુદ્ધિ આપો, અને તમારા રસ્તામાં દોરો. હે મોક્ષના દાતા! તમારી હજુરમાં અખુટ અમૃતની નદીઓ વહ્યા કરે છે, તમારી વાડીમાં મનવાંચ્છીત ફળ આપનારાં કલ્પ વૃક્ષો સોભી રહ્યાં છે, પારસમણીથી જડેલા તમારા રસ્તા છે, મહાન દેવો તમારા બગીચાના માળી છે, તમારી કૃપા દ્રસ્ટીથી જીવનના માહા સાગરો ઉત્પન્ન થાય છે, અને સર્વ જાતના પ્રકાશ તમારી પ્રકાસ વડે પ્રકાશી રહ્યા છે. છતાં ઓ પ્રભુ તમારી પ્રભુનાને ધન્ય છે કે તમે અમારા ગોવાળ છો, અમો ગરીબ ગાયોને ચરાવનાર તમે ગોવાળ છો! તેમ છતાં અમારી અધમતી તો જુઓ કે નહી ખાવાની વસ્તુ ખાવાનું અમોને મન થાય છે, તથા. કામ, ક્રોધ, લોભ આદી દુરગુણોને આધીન થઇ તમારા તરફની ફરજોને ભુલી જઇએ છીએ. માટે હે પ્રભુ દયા કર, દયા કર, અને અમારી એ નીચના સામુ નહી જોતાં તમારી પ્રભુતા સામુ જોઇ અમારા દુરગુણો કામ, ક્રોધ, લોભ, મોહ, મચ્છર આદી અમારા હૃદયમાંથી કાઢી નાંખી સદ્દબુદ્ધી આપો, કે તેથી તમારા રસ્તામાં અમે આવીએ, તો અંતે સદગતી થાય. સાચુ સ્વર્ગ પા. ૫૭૭–૭૮.

પદ.

સૌનુ કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનુ કરો કલ્યાંણ;<br>
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જન્તુ તમામ. દયાળુ.<br>
જગના વાસી સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠે જામ. દયાળુ.<br>
દુનીઆમાં દરદ દુકાળ પડે નહી, લડે નહી કોઇ ગામ. દયાળુ.<br>
સર્વે જગે સુખકારી વધેને, વળી વધે ધન ધાન. દયાળુ.<br>
કોઇ કોઇનુ બુરૂ ન ઇચ્છે સૌ ઇચ્છે સૌ સમાન. દયાળુ.<br>
પોત પોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ.

મોક્ષની ઇચ્છા વાળાએ મન શુદ્ધ કરવા સારૂ વૈરાગ રાખવો, તથા સયમ પાળવા, અર્થાત પોતાનો જેવો આત્મા છે તેવો બીજાનો આત્મા જાણી સર્વના દુઃખમાં બનતી સાહાય કરવી; તથા પાંચ વીસયોમાં આસક્ત થવું નહી, અર્થાત સબ્દ વીસય એટલે રંગ રાગમાં આસ્કત થઇ નકામુ ધન ગુમાવવુ નહી, તથા સ્પર્સ વીસય એટલે પોતાની સ્ત્રી સીવાય બીજી સ્ત્રીમાં પ્રીતી કરવી નહી; તથા રૂપમાં આસક્ત થવું નહી, તેમજ રસ વીસય એટલે સારા સારા સ્વાદ નહી કરતાં જે વખતે જેવો ખોરાક મળે તેવો ખોરાક ફકત સરીરના નીરવાહના સારૂ લેવો, અને કોઇ વખત લુખુ પણ ખાઇ લેવુ. તગા પ્રથમ ભક્તના લક્ષણુ બતાવ્યાં છે તે પ્રમાણે ભક્ત બનવુ અગર ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા.

સારા અગર ખોટા સબંધીઓ અગર સરકાર આવી મળવા અગર સુખ દુઃખ આવી મળવું એ પોતાના પ્રારબ્ધથી આવી મળે છે, માટે સામા માણસના દોસ કાઢી તેના ઉપર નારાજ નહી થતાં સાંન્તી રાખી વૈરાગ ગૃહણ કરવો. વળી સુખ યા દુઃખનું કારણુ પોતાનુ મનજ છે માટે મનને વસ રાખવુ અને સુખ દુઃખને આધીન થવુ નહી.

---

## આરતી.

જય હરી હરા પ્રભુ જય હરી હરા;<br>
ગંગાધર ગીરજાવર ઇશ્વર હોંકારા. જય હરી હરા. ૧.<br>
લક્ષ્મીવર ઉમીયાવર, શંકર સામળીયા, પ્રભુ સં.<br>
હરી હર નટવર સ્વામી, એકાંતે મળીયા. જય. ૨<br>
જય જાદવરાયા, પ્રભુ જય માધવ રાયા; પ્રભુ.<br>
આરતી કીજે કરૂણા નંદની, વ્યાપે નહી માયા. જય. ૩

વાઘાંબરે પીતાંબર શીવ સામે પેહેર્યાં; પ્ર
કમળ નયન કેશવને, શીવજીનેત્રી નયનાં. જ
ચંદન ચડે ત્રીકમને, શીવજીને ભસ્માંગે; પ્ર
રામે રૂદીએ રાખ્યાં, ઉમીયા અર્ધાંગે. જ
કેવરો વાહાલો કેસવને, સીવજીને ધંતુરો, પ્ર
ત્રીકમને વાહાલાં તુંળશી, શીવજીને બીલી વાહાલાં જ
કૌસ્તુભ મણી કેશવને, શીવજીને રૂંઢ કાળા, પ્ર
મુકતા ફળ મોહનને, શીવજીને સૂપ કાળા. જ
મોર મુગટ મોહનને, શીવજીને જટાચું; પ્ર
હરી સંભુ સુખવાસી, શીવજીને ડમરૂ. જ
રામને રૂડાં રાજ, શીવ ખાંતે ઝોલ, પ્ર
રામને વાંદર રીંછ, શીવજીને ભુત ટોલ. જ
બે ભુજ ચાર ભુજ આઠ ભુજ દસ ભુજને સાહીએ, પ્ર
શીવજીના રૂપને ભજતાં, ભાવ સાગર તરીએ. જ
નંદી વાહન ખગ વાહન, શીવ ચક્ર ત્રીશુળ ધારી; પ્ર
ત્રીપુરારી મોરારી, કરકમળા ધારી. જય
વૈકુંઠ વસે વીશ્વંભર, શીવજી કૈલાસે, પ્રભુ
હરી કાળા શીવજી ગોરા, તે તેને ધ્યાને. જય
બેબે એક સ્વરૂપ, અંતર નવ ધરશો; પ્રભુ
શીવજીના રૂપને ભજતાં ભવ સાગર તરસો. જય
મોહનને માહદેવને, સુંદર જો ગાસો; પ્રભુ
હરી હરના ગુણને ગાતાં, હરી ચરણે જાસો. જય

---

સમાપ્ત.